અનુવાદ — શ્રુતિ મહેતા
સજાવટ — સેર્ગેઈ અલીમોવ

Н. ГОГОЛЬ

**РЕВИЗОР**

Комедия в пяти действиях

*На языке гуджарати*

N. GOGOL

**THE GOVERNMENT INSPECTOR**

Comedy in Five Acts

*In Gujarati*



Г $\frac{4702010101-000}{031(01)-91}$

ISBN

સોવિયેત સંઘમાં મુદ્રિત



# પ્રસ્તાવના

## નિકોલાઈ ગોગોલ (૧૮૦૯-૧૮૫૨)

સન ૧૮૩૬માં સૌથી પ્રથમવાર પીટર્સબર્ગમાં ભજવાયેલ નાટક 'ગવર્નમેન્ટ ઈન્સ્પેક્ટર' કંઈક એવું હતું જે રશિયન મંચ પર કદી જોવા મળ્યું નહોતું. ગોગોલ પહેલાં બીજાં કોઈએ પણ આપખુદી સામ્રાજ્ય અને તેનાં ભ્રષ્ટ ઢાંચાનાં પતનની પ્રક્રિયાની આટલી ઉગ્ર સમજણ બતાવી નથી. નાટકમાં વર્ણવવામાં આવેલ ક્ષુદ્ર મનવાળાં સનદી નોકરોની ગૅલરી પાછળ રાષ્ટ્રનાં ઉચ્ચ "સનદી નોકર" ઝાર નિકોલાઈ પહેલાંની આકૃતિ છુપાયેલી છે ક્ષુદ્ર મનવાળાં લાલચુઓનો આ જમાવ સમગ્ર રાજકીય ઢાંચાનાં પ્રબળ પ્રતીક પ્રતીક રૂપે ભૂમિકા ભજવે છે. ઝાર જ્યારે 'ગવર્નમેન્ટ ઈન્સ્પેક્ટર'ની પ્રથમ રજૂઆત જોઈને હૉલ છોડીને જતાં આ ટિપ્પણી કરી હતી તેનાં પર આશ્ચર્ય પામવા જેવું કંઈ નથી:

"હુંઅ, કેવું નાટક છે! બધાંને પકડમાં લઈ લીધાં છે અને બધાંમાં સૌથી વધારે મને!" રાષ્ટ્રનાં જુલમ કરનાર આપખુદે ગોગોલનાં "ક્રૂર હાસ્ય"ની વિનાશકારક શક્તિ અનુભવી અને તેને પોતાનો જીવલેણ દુશ્મન સમજવા લાગ્યો.

## નિકોલાઈ ગોગોલ

(૧૮૦૯-૧૮૫૨)

નાટક 'ગવર્નમેન્ટ ઈન્સ્પેક્ટર' (૧૮૩૫)માં પ્રાંતીય સમાજની જિંદગીને હાસ્યાસ્પદ રીતે વર્ણવતા કારકુનોની હાનિરહિત યુક્તિઓને દર્શાવતાં નિકોલાઈ ગોગોલ વાસ્તવમાં રશિયન સામ્રાજ્યનાં નૈતિક મૂલ્યો અને રીતરિવાજનાં ભયંકર ચિત્રનું ચિત્રણ કરે છે. નાનાં નાનાં કારકુનો, રુશ્વતખોરો, સાર્વજનિક માલમિલકતની ઉચાપત કરનારાંઓનું જૂથ સમગ્ર રાજકીય ક્ષેત્રોમાં વધેલું છે. એક મુસાફરી કરી રહેલ સામાન્ય વ્યક્તિને રાજધાનીમાંથી આવેલ ગવર્નમેન્ટ ઈન્સ્પેક્ટર તરીકે ગણી લેવાની મેયરની અને તેનાં કારકુનોની કરુણ-હાસ્યરસ પ્રધાન ભૂલ તેમનાં સાર્વત્રિક પાખંડ, ઈર્ષ્યા, દ્વેષભાવ અને દુષ્ટતાને ઉઘાડાં પાડે છે.

દરેક આવનારી પેઢી ગોગોલની કૃતિઓમાં એક નવી બિલકુલ અસલ પ્રતિકૃતિઓ જોઈ શકે છે જે તેમની પોતાની જિંદગીમાં મહત્ત્વપૂર્ણ ક્રિયાને ચીંધતી હોય છે. કલાની બધી મહાન કૃતિઓની આવી શક્તિ છે. તેઓ પોતાનાં સર્જકોને અને તેમનાં યુગને હંમેશાં હંમેશ માટે જીવંત રાખે છે, રાષ્ટ્રીય સીમાઓની બહાર હોય છે અને માનવજાતની શાશ્વત્ સાથીઓ બની જાય છે.

ઘણાં લાંબા વખતથી વિશ્વ સંસ્કૃતિનાં કીર્તિમંદરમાં ગોગોલનું નામ સેરવાન્ટેઝ, શેક્સપીયર, ગોએથે અને બાલ્ઝાકની સાથે સાથે લેવામાં આવે છે. તેમની કૃતિઓ ઘણી બધી ભાષાઓમાં અનુવાદિત થઈ છે. અંગ્રેજ અને ફ્રેંચ 'ગવર્નમેન્ટ ઇન્સ્પેક્ટર' નાટકને તેમનાં પોતાનાં રાષ્ટ્રીય નાટક તરીકે ગણે છે અને આ પ્રહસનની પ્રચંડ સફળતા લંડન અને પૅરીસનાં પ્રેક્ષકગણમાં મેં પોતે જાતે જોઈએ.



સેર્ગેઈ માશીન્સ્કી

# ગવર્નમેન્ટ ઇન્સ્પેક્ટર

**જો માણસનો ચહેરો જ કદરૂપો હોય તો તેમાં અરીસાનો દોષ ન કાઢવો જોઈએ.**

લોક કહેવત

## અનુવાદક તરફથી નોંધ

'ગવર્નમેન્ટ ઈન્સ્પેક્ટર' નાટકનાં પ્રકાશિત મૂળ ભાગને સંભવ તેટલા મૂળ રૂપની નજીક રાખવો એ વધારે સલાહભર્યું છે તેમ વિચારવામાં આવ્યું છે અને તેથી અહીં નામોનો અનુવાદ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો નથી, જેનાથી અનિવાર્યપણે વિશેષ કરીને ગોગોલનો અનુવાદિત કરી ન શકાય તેવો હાસ્યરસ ગુમાવવાની સંભાવિતા હતી. વાંચકને તેમની અસરનો થોડો ખ્યાલ આપવા માટે અમે અહીં વિશેષ કરીને વાપરવામાં આવેલાં નામોની યાદી અને તેનાં નજીકી અર્થ આપીએ છીએ.

પીટર્સબર્ગનો ક્લર્ક — ખ્લેસ્તાકોવ — ખડખડ કરનાર.
શાળાઓનો ઈન્સ્પેક્ટર — ખ્લોપોવ — ફટકામાર.
ન્યાયાધીશ — લ્યાપ્કિન-ત્યાપ્કિન — લપકાકમાર-જોમીલો.
ચેરિટિઓનો વૉર્ડન — ઝેમ્લ્યાનીકા — સ્ટ્રોબેરી.
પોસ્ટમાસ્ટર — શ્પ્યોકિન — જાસૂસી કરનાર.

નિવૃત્ત સરકારી કર્મચારીઓ. આદરણીય નાગરિકો:
— લ્યુલ્યૂકોવ — હાલરડું ગાનાર
— રસ્તાકોવ્સ્કી — જુદાં પાડનાર.
— કોરોબ્કિન — ખોખાવાળો

પોલીસનો વડો — ઉખ્ખોવેર્તોવ — કાન મરોડનાર.



પોલીસ કોન્સ્ટેબલો:
— સ્વિસ્તુનોવ — સીટી મારનાર
— પૂગોવિત્સિન — બટણવાળો.
— દેર્ઝીમોર્દા — ભાવશૂન્ય (થોબડાવાળો)

તાળાં બનાવરનાર લુહારની પત્ની — પોશ્લ્યોપ્કિના — બેફિકરી.
ખ્લેસ્તાકોવનો મિત્ર — ત્ર્યાપિચ્કિન — નકામો, નાંખી દેવા જેવો.

# નાટકનાં પાત્રો

અન્તોન અન્તોનોવિચ સ્કવોઝ્નીક-દ્મુખાનોવ્સ્કી, **મેયર**
આન્ના આન્દ્રેયેવ્ના, **તેની પત્ની**
મારીયા અન્તોનોવ્ના, **તેની દીકરી**
લુકા લુકીચ ખ્લોપોવ, **શાળાઓનો ઈન્સ્પેક્ટર**
તેની પત્ની
અમ્મોસ ફ્યોદોરોવિચ લ્યાપ્કિન-ત્યાપ્કિન, **ન્યાયાધીશ**
આર્તેમી ફિલિપ્પોવિચ ઝેમ્લ્યાનીકા, **ચેરિટિઓનો વૉર્ડન**
ઈવાન કુઝ્મીચ શ્પ્યોકિન, **પોસ્ટમાસ્ટર**
પ્યોતર ઈવાનોવિચ દોબ્ચિન્સ્કી } **સ્થાનીય**
પ્યોતર ઈવાનોવિચ બોબ્ચિન્સ્કી } **જમીનદારો**
ઈવાન આલેક્સાન્દ્રોવિચ ખ્લેસ્તાકોવ, **પીટર્સબર્ગનો ક્લર્ક**
ઓસિપ, **તેનો નોકર**
ખ્રિસ્તિયાન ઈવાનોવિચ હેઈબ્નર, **જિલ્લાનો ફિઝિશીયન**
ફ્યોદોર આન્દ્રેયેવિચ લ્યુલ્યૂકોવ } નિવૃત્ત સરકારી
ઈવાન લાઝારેવિચ રસ્તાકોવ્સ્કી } કર્મચારીઓ.
સ્તેપાન ઈવાનોવિચ કોરોબ્કિન } આદરણીય નાગરિકો

સ્તેપાન ઈલ્યીચ ઉખોવેર્તોવ, **પોલીસનો વડો**
સ્વિસ્તુનોવ
પૂગોવિત્સિન } **પોલીસ કોન્સ્ટેબલો**
દેર્ઝીમોર્દા



અબ્દુલિન, **દુકાનદાર**
ફેવ્રોન્યા પેત્રોવ્ના પોશ્લ્યોપ્કિના, **તાળાં બનાવનાર લુહારની પત્ની**
સાર્જન્ટની વિધવા
મીશ્કા, **મેયરનો નોકર**
હોટલ વેઈટર
અતિથિઓ, દુકાનદારો, નગરજનો,
અરજદારો

# પાત્રો અને પોશાકો

## કલાકારો માટે નોંધ

મેયર; એક એવી વ્યક્તિ જે ઘણાં લાંબા વખતથી નોકરીમાં છે અને પોતાનાં જ કહેવા પ્રમાણે ખૂબ હોંશિયાર છે. જોકે તે લાંચરુશવત લે છે તેમ છતાં પણ પોતે જાતે ખૂબ મોભાદાર, પ્રતિષ્ઠિત વ્યક્તિને છાજે તેવો વર્તાવ વહેવાર કરે છે; દેખાવમાં તે તદ્દન ગંભીર સ્વભાવનો છે અને તત્ત્વજ્ઞાનીઓની જેમ દલીલો પણ આવે છે. તે ન તો બહુ મોટેથી કે ન તો બહુ ધીમેથી બોલે છે, ન તો તે વધારે પડતું બોલે છે કે ન તો બહુ ઓછું. તે જે શબ્દ ઉચ્ચારે છે તે સંપૂર્ણપણે અર્થસભર હોય છે. તેની મુખાકૃતિ કઠોર અને કર્કશ છે, બિલકુલ એક એવી વ્યક્તિનાં જેવી જેણે પોતાની કારકિર્દીનાં શિખર એકદમ નીચલાં સ્તરેથી ચઢતાં ચઢતાં પાર કર્યાં હોય. તે કર્કશ સંવેદનશીલતાવાળી કોઈ પણ વ્યક્તિની જેમ ખૂબ સહેલાઈપૂર્વક ભયથી આનંદની લાગણી તરફ, ગુલામગીરીથી મગરૂર તરફ દોરાઈ જાય છે. પોશાકમાં તે કોલર પર પટ્ટીઓવાળો ગણવેશ અને એડીવાળાં જૂતાં પહેરે છે. તેનાં વાળ ટૂંકા કાપેલાં અને થોડાં સફેદ થતાં છે.

આન્ના આન્દ્રેયેવ્ના; તેની પત્ની, પ્રાંતીય નખરાંવાળી, પ્રારંભિક પ્રૌઢ અવસ્થામાં, મહદ્અંશે રોમાંટીક નવલકથાઓ અને આલ્બમો પર ઊછરેલી, મહદ્અંશે ખાવાપીવાની વાનગીઓ રાખવાની ઓરડીઓ અને નોકરાણીઓનાં ઓરડામાં દોડાદોડ કરતી સ્ત્રી છે. અત્યંત જિજ્ઞાસુ કુતૂહલવૃત્તિવાળી અને પ્રસંગ પડતાં મિથ્યાભિમાની આડંબર તરફ એક આપનારી સ્ત્રી છે. ઘણી વાર પતિ ઉપર પ્રભુત્ત્વ માત્ર એ કારણે જ પ્રાપ્ત કરી લે છે કે તેને શો જવાબ આપવો તે તેને જડતો નથી. પણ આ પ્રભુત્ત્વ માત્ર નજીવા મહત્ત્વનું છે અને જેમાં તેને માત્ર ઠપકાં અને મહેણાં જ સાંભળવા મળે છે. આખા નાટક દરમિયાન તે ચાર વખત પોતાનો પોશાક બદલે છે.

ખ્લેસ્તાકોવ; લગભગ ત્રેવીસેક વર્ષનો જુવાન, નાજુક બાંધાનો; ભ્રાન્તચિત્ત માણસ છે અને લોકોનાં કહેવા પ્રમાણે ઉપલા માળનાં થોડાં સ્ક્રૂ પણ ઢીલાં છે. એવાં લોકોમાંથી એક કે જેમને તેમનાં કાર્યાલયમાં ખાલી ભેજાનાં ગણવામાં આવે છે. કોઈપણ પ્રકારનો પૂર્વ વિચાર કર્યાં વિના બોલનાર અને વર્તનાર છે. કોઈપણ વિશેષ વિચાર પર પોતાનું ધ્યાન કેંદ્રિત કરવામાં તદ્દન અસમર્થ. તે અચકાતાં અચકાતાં બોલે છે અને શબ્દો જાણે તેનાં હોઠ પરથી સાવ અણધારી રીતે સરી પડતાં હોય એમ લાગે છે. કલાકાર જેટલો વધારે નિખાલસ અને ભોળો હશે તેટલો જ વધારે અસરકારક તેનો અભિનય રહેશે. અદ્યતન ફેશનવાળાં પોશાકમાં સજ્જ.

ઓસિપ; તેનો નોકર. એ બીજાં બધાં જ નોકરો જેવો છે જેઓ સારાં એવાં આગળ વધેલાં છે. ગંભીર સ્વરમાં બોલે છે; નજરો ઘણું કરીને ભોંય સાથે ગડાયેલી, નીતિ ઉપદેશ કરવામાં પ્રવીણ અને તેનાં માલિકને સંબોધવામાં આવેલાં સલાહોને પોતાની જાત માટે ઉચ્ચારવાનો શોખીન છે. તેનો અવાજ લગભગ હંમેશાં એક જ જેવો રહે છે અને જ્યારે પોતાના માલિક સાથે વાતચીત કરતો હોય ત્યારે થોડો કર્કશ બની જાય છે અને તોછડાઈનો અણસારો આવી જાય છે તથા ઉદ્ધતાઈ તરફ ઢળી જાય છે. તે તેનાં માલિક કરતાં વધારે હોંશિયાર છે અને તેનાં કરતાં પહેલાં વાત પકડી પાડે છે. પરંતુ તે વધારે વાતો નથી કરતો અને પોતાના મનની વાત ગુપ્ત જ રાખે છે. તે ઘાસયેલો જીર્ણ થઈ ગયેલો સિલેટી કે ઘેરાં વાદળી રંગનો ફ્રોકકોટ પહેરે છે.

બોબ્ચિન્સ્કી અને દોબ્ચિન્સ્કી; બંને નાના અને ઠીંગણા તથા જિજ્ઞાસુ છે; આશ્ચર્યજનકપણે એક જેવાં છે. બંનેની નાની ગોળમટોળ ફાંદો છે. બંને ઝનૂનભર્યાં હાવભાવ સાથે બકબક કરતાં રહે છે. દોબ્ચિન્સ્કી બોબ્ચિન્સ્કી કરતાં થોડો વધારે ઊંચો અને થોડો વધારે ગંભીર છે, પણ બોબ્ચિન્સ્કી દોબ્ચિન્સ્કી કરતાં વધારે આરામપ્રિય અને આનંદી છે.

લ્યાપ્કિન-ત્યાપ્કિન; ન્યાયાધીશ, એક એવી વ્યક્તિ જેણે પાંચ-છ ચોપડીઓ વાંચી છે અને આ પ્રમાણે કંઈક સ્વતંત્ર વિચારક જેવો છે. અટકળબાજીમાં મહા અનાડી છે અને પોતે જે કંઈ કહે છે તે બધાં પર વિશેષ ભાર આપે છે. આ પાત્રની ભૂમિકા ભજવનાર કલાકારે હંમેશાં પોતાના ચહેરા પર એક અર્થપૂર્ણ ભાવ જાળવી જ રાખવાં જોઈએ. નીચા લંબાયેલા સૂરવાળાં ગંભીર અવાજમાં વાતચીત કરે છે, તથા બોલતાં બોલતાં ડંકા વગાડવાની તૈયારીમાં કડડકડડ કરતી જૂની ઘડિયાળની જેમ ઘુરઘુર અને કડકડ જેવાં અવાજો કરે છે.

ઝેમ્લ્યાનીકા; ચેરિટિઓનો વૉર્ડન, ખૂબ ખૂબ જાડો પાડો, બેડોળ અને કરૂપ તથા જડ માણસ પણ તેમાંય વળી મહા લુચ્ચો, ધૂર્ત બદમાશ. અત્યંત હાજીહા કરનારો અને ખુશ કરવા સદા ચિંતાતુર રહેનારો છે.

પોસ્ટમાસ્ટર; સાવા સાદાં સરળ દિલનો, એકદમ ભોળો માણસ.

બીજાં બધાં પાત્રોનાં વિશેષ સ્પષ્ટીકરણની આવશ્યકતા નથી. તેમનાં જેવાં નમૂનાઓ લગભગ બધે ઠેકાણે સહેલાઈથી જોઈ શકાય છે.

કલાકારોએ છેલ્લાં દૃશ્ય પર વિશેષ ધ્યાન ચોક્કસપણે આપવું જોઈએ. બોલાવામાં આવેલાં એકદમ છેલ્લાં શબ્દની દરેકે દરેક પર તરત જ વીજળીનાં કરંટની જેમ અસર થવી જોઈએ. આખાં જૂથે પોતાની સ્થિતિઓ પલકનાં ઝબકારામાં બદલી લેવી જોઈએ. બધી જ સ્ત્રીઓનાં આશ્ચર્ય ચિત્કાર જાણે એક જ અવાજમાં નીકળી આવવાં જોઈએ જો આ સૂચનોને અનુસરવામાં

નહીં આવે તો નાટકની સંપૂર્ણ અસરગ્રસ્તતા નાશ પામી શકે છે.



# અંક પહેલો

**મેયરના ઘરમાં ઓરડો.**

**દૃશ્ય I**

મેયર, ચેરિટિઓનો વૉર્ડન, શાળાઓનો ઈન્સ્પેક્ટર, પોલીસનો વડો, ન્યાયાધીશ, જિલ્લાનો ફિઝિશીયન, બે પોલીસ કોન્સ્ટેબલો.

**મેયર.** સજ્જનો, મેં આપ લોકોને અહીં કોઈક અત્યંત અપ્રિયકર સમાચાર આપવાં આમંત્ર્યા છે. આપણે ત્યાં ગવર્નમેન્ટ ઈન્સ્પેક્ટર મુલાકાતે આવવાનો છે.

**ન્યાયાધીશ.** ઈન્સ્પેક્ટર? **ચેરિટિઓનો વૉર્ડન.** શું, ઈન્સ્પેક્ટર?

**મેયર.** પીટર્સબર્ગથી ગવર્નમેન્ટ ઈન્સ્પેક્ટર. ગુપ્તવેષે. અને તેમાંય વળી ગુપ્ત સૂચનો સાથે.

**ન્યાયાધીશ.** હા, તો એમ વાત છે!

**ચેરિટિઓનો વૉર્ડન.** લો, બેઠાબેઠ જ આવી પડી આ ઉપાધિ!

**શાળાઓનો ઈન્સ્પેક્ટર.** અરે ભગવાન! એમાંય વળી ગુપ્ત સૂચનો સાથે!

**મેયર.** મને આની થોડીઘણી પૂર્વસૂચના હતી: ગઈકાલે રાત્રે હું આખી રાત બે વિલક્ષણ ઊંદરો વિષે સ્વપ્ન જોતો રહ્યો. સાચું કહો તો તેનાં જેવાં ઊંદરો મેં

મારી જિંદગીમાં પહેલાં કદી નથી જોયાં: મોટાં દૈત કાળાં બિહામણાં પ્રાણીઓ! તેઓ મારી નજીક ને નજીક સરકતાં આવ્યાં અને સૈકડો ભર્યો... અને ફરીથી દૂર ચાલ્યા ગયા. અને પછી આજે સવારે જ્યારે હું જાગ્યો ત્યારે ચ્મીખોવ તરફથી મને આ કાગળ મળ્યો—તમે તેને જાણો છો, આર્તેમી ફિલિપ્પોવિચ. હવે આ સાંભળો: "મારાં પ્રિય મિત્ર, મસીઆઈ ભાઈ અને મદદકર્તા (**પત્ર પર ઝડપથી નજર દોડાવતાં મનમાં ને મનમાં કંઈ બબડે છે**)... તને ચેતવણી આપવા..." આહ! અહીં છે એ: "બીજી બધી વાતોની વચ્ચે હું ઊતાવળે તને ચેતવું છું કે આખાં પ્રાંતનાં નિરીક્ષણની સૂચનાઓ સાથે એક સરકારી અધિકારી અહીં આવી પહોંચ્યો છે અને તેને વિશેષ કરીને આપણાં જિલ્લાનું નિરીક્ષણ કરવાની સૂચના છે (**અર્થસૂચકપણે પોતાની આંગળી ઊંચી કરે છે**). મને આ માહિતી સૌથી વધુ વિશ્વાસપાત્ર માધ્યમો દ્વારા મળી છે. જોકે મને ખબર પડી છે કે તે એક સાવ સાધારણ વ્યક્તિ હોવાનો ડોળ કરે છે. અને એટલા માટે કે હું એ વાત જાણું છું કે દરેકે દરેક વ્યક્તિની જેમ તેં પણ નાનાં નાનાં વિચિત્ર પાપો કર્યાં છે કારણ કે તું ચાલાક—હોંશિયાર માણસ છે અને તકોનો ગુમાવવાનું પસંદ નથી કરતો..." (**વિરામ**) ખેર, અહીં આપણે બધાં મિત્રો છીએ... "હું તને સાવચેતી વરતવાની સલાહ આપું છું કારણ કે જો ખરેખર હજી તે ત્યાં પહોંચી ચૂક્યો નથી અને કોઈક ઠેકાણે ગુપ્તવેષમાં રહી રહ્યો નથી તો કોઈપણ ક્ષણે તે આવી પહોંચી શકે છે... ગઈકાલે



હું..." હવે તો બધી કૌટુંબિક વાતો છે. "મારી બહેન આન્ના કિરિલ્લોવ્ના પોતાના પતિ સાથે અમને મળવા આવી રહી છે; ઈવાન કિરિલ્લોવિચ ખૂબ મજબૂત બાંધાનો થઈ ગયો છે અને હજી પણ વાયોલીન વગાડે છે..." વગેરે વગેરે. તો હવે તમે જાણો છો કે પરિસ્થિતિ શી છે.

**ન્યાયાધીશ**. હા, સાચેસાચ અસાધારણ પરિસ્થિતિ છે, તદ્દન અસાધારણ. આ બધાંની પાછળ જરૂર કંઈક છે.

**શાળાઓનો ઈન્સ્પેક્ટર**. પણ શા માટે અન્તોન અન્તોનોવિચ? આનો અર્થ શો છે? શા માટે આપણાં નિરીક્ષણ માટે ઈન્સ્પેક્ટર આવી રહ્યો છે?

**મેયર**. શા માટે? એ તો હવે સ્પષ્ટપણે જોઈ શકાય તેમ છે કે આપણું નસીબ એવું! (**નિસાસો નાખે છે**) અત્યાર સુધી, ભગવાનનો પાડ કે તેઓ હંમેશાં માટે બીજાં શહેરોમાં જતાં રહ્યાં છે; હવે આપણે વારો છે.

**ન્યાયાધીશ**. અન્તોન અન્તોનોવિચ, મારું માનવું એમ છે કે આને માટે કોઈક ગૂઢ, રાજકરણીય કારણ છે. આનો અર્થ જ એ છે: રશિયા... હા, રશિયા યુદ્ધ કરવા જવા ઈચ્છે છે અને મંત્રાલય, તમે જુઓ જ છે, દેશદ્રોહીઓની શોધ માટે અધિકારીઓને મોકલી રહ્યું છે.

**મેયર**. આ લો ક્યાંથી પહોંચી ગયાં! તેમાંય વળી બુદ્ધિમાન માણસ! દેશદ્રોહીઓ—અને તે પણ જિલ્લાનાં મુખ્ય શહેરમાં! શું તે દેશની સીમા પર છે? અહીંથી

જો ત્રણ ત્રણ વર્ષો સુધી સવારી કરતાં રહો તો પણ કોઈ બીજાં દેશમાં નહીં પહોંચી શકો.

**ન્યાયાધીશ**. ના, ના, હું તમને કહું છું, તમે... તમે... વાત બિલકુલ એમ નથી.. સરકાર ખૂબ ચાલાક છે. આપણે ભલે સીમાથી દૂર હોઈએ પણ તે સાથે સાથે આપણાં પર નજર ચોક્કસપણે રાખે છે.

**મેયર**. નજર રાખતાં હોય કે ન રાખતાં હોય, તમને ચેતવી દેવામાં આવ્યાં છે, સજ્જનો. હવે મારાં પોતાનાં વિષે કહું તો, મેં કેટલાંક સૂચનો બહાર પાડી દીધાં છે અને હું તમને પણ એમ જ કરવાની સલાહ આપું છું. વિશેષ કરીને તમને, આર્તેમી ફિલિપ્પોવિચ. એમાં કોઈ શંકા નથી કે અધિકારી જેવો અહીં આવી પહોંચશે કે તરત જ સૌથી પહેલાં તમારી ધર્માદા સંસ્થાઓનું નિરીક્ષણ કરવા ઈચ્છશે તેથી બધું વ્યવસ્થિતપણે છે કે નહીં તેની ખાતરી કરી લો: રાતની ટોપીઓ સાફ કરાવી લો અને દરદીઓને પણ વ્યવસ્થિત, સુઘડ કરાવી લો જેથી તેઓ સામાન્યપણે હંમેશાં દેખાય છે તેવાં લુહારો જેવાં ન દેખાય.

**ચેરિટિઓનો વૉર્ડન**. ભલે, તેમાં તો કંઈ મોટી સમસ્યા નથી. આપણે ટોપીઓ તો થોડી સ્વચ્છ પહેરી જ શકીએ તેમ છીએ.

**મેયર**. એમ કરો. અને હા, બીજી વાત: દરેકે દરેક પલંગ પર લૅટિન કે પછી કોઈક એવી બીજી ભાષામાં કંઈક લખાણ લખી દો... એ તો હવે તમારું ખાતું છે ખ્રિસ્તિયાન ઈવાનોવિચ—માંદગીનું નામ, ક્યારે દરદી માંદો પડયો, તારીખ, દિવસ. અને ભગવાનને ખાતર તેમને પેલાં તમાકુનો ધુમાડો કરતાં રોકી દો—જ્યારે અંદર બારણાંમાં પ્રવેશો ત્યારે એકદમ શ્વાસ જ ગૂંગળાઈ જાય છે. અને હા, તેમનાંથી થોડાંને બહાર કાઢી મૂકશો તો વધારે સારું રહેશે, જેટલાં ઓછાં તેટલું વધારે સારું. ઈન્સ્પેક્ટરએને ડૉક્ટરની અક્ષમતા વિચારશે.

**ચેરિટિઓનો વૉર્ડન**. અરે, ના, ના! જ્યાં સુધી દાક્તરની વાત છે મેં અને ડૉક્ટર હેઈબ્નરે પોતાનાં પગલાં લઈ લીધાં છે: અમે બહુ મોંઘી દવાઓ વાપરતાં જ નથી, એ બધું અમે કુદરત પર છોડી દીધું છે. સામાન્ય માનવી સાદું સીધું પ્રાણી માત્ર છે. જો તે મરી જાય છે તો મરી જાય, જો તે સાજો થઈ જાય તો સાજો થઈ જાય. ડૉક્ટર હેઈબ્નર રશિયનનો એક પણ શબ્દ ઉચ્ચારી નથી શકતાં એ વાતને ધ્યાનમાં લેતાં તેમના માટે દરદીઓની ફરિયાદો વિષે તેમની સાથે ચર્ચા કરવી એ ખૂબ મુશ્કેલ છે.

જિલ્લાનો ફિઝિશીયન 'ઇ'નાં જેવું કંઈક ધ્વનિ ઉચ્ચારણ કરે છે.

**મેયર**. હવે અમ્મોસ ફ્યોદોરોવિચ, તમને પણ એ સલાહ આપવા ઈચ્છું છું કે તમે તમારાં પેલાં અદાલતઘર પર જરા ધ્યાન આપો. ચોકીદારો વેઈટીંગ રૂમમાં બતકોનાં આખાને આખા કુટુંબોને ઉછેરે છે અને તેમનાં બચ્ચાં લોકોનાં પગમાં આવે છે. હું સંપૂર્ણપણે કૃષિનાં પક્ષમાં છું અને શા માટે ચોકીદારોએ તેના માટે પણ પ્રયત્ન ન કરવો?—પણ અદાલતઘર તેના માટેની જગ્યા

નથી. હું પહેલાં પણ તમને એના વિષે કંઈક કહેવાનો ઈરાદો કરતો હતો પણ ગમે તે રીતે હંમેશાં મારાં મગજમાંથી ઊતરી જતું હતું.

**ન્યાયાધીશ**. હું તે બધાંને સીધાં રસોડામાં લઈ જઈશ. તમે આજે સાંજે જમવા આપવા રાજી થશો, અન્તોન અન્તોનોવિચ?

**મેયર**. તમારી પોતાની ચેમ્બરમાં પણ પેલી બધી વસ્તુઓ ફેલાયેલી પડી રહે છે તે પણ મને નથી ગમતું. અને ફાઈલીંગ કેબિનેટ પરનો પેલો ચાબુક—એ નહીં ચાલે. હું જાણું છું કે તમને શિકારનો બહુ શોખ છે પણ જ્યાં સુધી ઈન્સ્પેક્ટર આવીને જાય ચાલ્યો ત્યાં સુધી તેને નજરોથી દૂર મૂકી દો. એ પછી જો તમે ઈચ્છો તો ફરીથી તેને લટકાવી દઈ શકો છો. અને પેલો તમારો પબ્લીક પ્રોસીક્યુટર... ખૂબ હોંશિયાર માણસ છે, એ હું જાણું છું પણ તે દારૂ ગાળવાની ભઠ્ઠીની જેમ હંમેશાં દુર્ગંધ મારતો હોય છે. તે બિલકુલ ચલાવી નહીં લેવાય. હું પહેલાં પણ તેનો ઉલ્લેખ કરવા ઈચ્છતો હતો પણ વાત કંઈક મારાં ધ્યાન બહાર જ નીકળી ગઈ. જો જેમ તે કહે છે તે પ્રમાણે ખરેખર તે તેની કુદરતી ગંધ જ છે તો આજકાલ તેને દૂર કરવા માટે ઘણી વસ્તુઓ લઈ શકાય છે. તમે તેને ડુંગળી, લસણ કે કંઈક બીજું ખાવાની સલાહ આપી શકો છો. કે પછી કદાચ ડૉક્ટર હેઈબ્નર તેને તેના માટે કંઈ આપી શકે છે.



જિલ્લા ફિઝિશીયન એવું જ ધ્વનિ ઉચ્ચારણ કરે છે.

**ન્યાયાધીશ**. મને ડર છે કે તે એના ઉપર કાબૂ પ્રાપ્ત નહીં કરી શકે. તે કહે છે કે જ્યારે તે સાવ નાનો હતો ત્યારે તેની નર્સે તેને પાડી નાખ્યો હતો અને ત્યારથી તેનામાંથી વોદ્કાની ગંધ આવે છે!

**મેયર**. હા, તો હું તો માત્ર એ વાત તમારા ધ્યાનમાં લાવવા ઈચ્છતો હતો. અને જ્યાં સુધી મારી અંગત ગોઠવણીઓની વાત છે અને ચીખોવ પોતાના પત્રમાં કહે છે તેમ "નાનકડાં પાપો"ની વાત છે ત્યાં સુધી મારી પાસે તેના અનુસંધાનમાં કહેવા જેવું કંઈ નથી. દુનિયામાં માણસ જેવી એવી કોઈ વસ્તુ નથી જેનાં નામ સાથે કોઈપણ પાપ જેવી વસ્તુ જોડાયેલી હોય. એ તો કુદરતનો એવો નિયમ જ છે, વોલ્ટેરીયાનો ભલેને ગમે તે કહે.

**ન્યાયાધીશ**. પણ તમે કોને "નાનકડાં પાપો" તરીકે ગણો છો, અન્તોન અન્તોનોવિચ? મારો કહેવાનો ભાવાર્થ છે પાપો તો છે જ. હું એ સ્વીકારવા તદ્દન તૈયાર છું કે હું લાંચરુશવતો લઉં છું—પણ કેવાં પ્રકારની લાંચરુશવત? બોર્ઝોઈ ગલૂડિયાંઓ. તે તો ખરેખર કોઈ ગણતરીમાં નથી આપતાં.

**મેયર**. અરે એ પણ આવે છે, તેઓ પણ લાંચરુશવતમાં મળે છે, કેમ ખરું કે નહીં?

**ન્યાયાધીશ**. રહેવા દો હવે, અન્તોન અન્તોનોવિચ.

જ્યારે કોઈક પાંચસો રૂબલનો ફર કોટ કે પોતાની પત્ની માટે સરસ શાલ લે છે ત્યારે તેનું શું?..

**મેયર.** ભલે ભલે. આમ કદાચ તમે માત્ર બોર્ઝોઈ ગલૂડિયાંઓ જ લેતાં હશો. પણ પાછાં તમે તો ભગવાનમાં પણ માનતાં નથી અને તમે કદાપિ દેવળમાં જતા નથી. ઓછામાં ઓછો હું તો પ્રમાણિકપણે નિયમિત રૂપે દેવળે જનાર માણસ છું. પણ તમે... હું તમારા વિષે બધું જ જાણું છું: જ્યારે તમે દુનિયાના સર્જન વિષે બોલવાનું શરૂ કરો છો ત્યારે મારાં રૂંવાડાં ઊભાં થઈ જાય છે.

**ન્યાયાધીશ.** ખેર, એ તો મારાં પોતાના માટે વિચારવાની મારી રીત છે.

**મેયર.** જો તમે મને પૂછતાં હોય તો આટલું બધું વિચારવા કરતાં બિલકુલ જ ન વિચારવું એ જ વધારે સારું છે. ગમે તેમ પણ અદાલતઘર માટે હું માત્ર જે વિચારું છું તેનો મેં ઉલ્લેખ કર્યો છે પણ પ્રમાણિકપણે કહો તો કોઈપણ વ્યક્તિ સ્વેચ્છાએ તેમાં જવા નથી ઇચ્છતી: તમે ખરેખર અદેખાઈ થાય તેવી સ્થિતિમાં છો, તે ચોક્કસપણે દૈવીસંરક્ષણ હેઠળ હોવી જોઈએ. અને લુકા લુકીચ, જ્યાં સુધી તમારી સાથે સંબંધિત છે ત્યાં સુધી ખરેખર તમારે સ્કૂલનાં શિક્ષકો વિષે કંઈક કરવું જોઈએ. હું સ્પષ્ટપણે જાણું છું કે તેઓ ખૂબ ભણેલગણેલ વિદ્વાનો છે અને ઘણી કોલેજોમાં ગયેલાં છે પણ તેમની વર્તણૂક અત્યંત વિચિત્ર છે, જેની, હું ધારું છું કે માત્ર બધાં તેવાં વિદ્વાનો પાસેથી જ ધારણા



કરી શકાય તેમ છે. પણ અત્યારે તેમનામાંથી એક છે, જાડા ચહેરાવાળો... હું તેનું નામ જ યાદ રાખી શકતો નથી. ડેસ્કની પાછળ પોતાનો અત્યંત બિહામણો ચહેરો લાંબો ખેંચ્યા વિના આમ (**ચહેરો લાંબો ખેંચે છે**) અને પછી પોતાની નેકટાઈ પાછળથી દાઢીને ખેંચ્યા વિના તે ઊભો જ થઈ શકતો નથી. બેશક, જ્યારે તે આમ તેનાં વિદ્યાર્થીઓની સમક્ષ કરતો હોય ત્યારે કદાચ બહુ મોટી વાત નહીં લાગતી હોય, કદાચ વળી તેમ કરવું જરૂરી પણ હોઈ શકે છે, હું કંઈ આવી બધી બાબતોનાં સાચાંખોટાંનો ન્યાય કરનાર નથી પણ જરા કલ્પના કરો કે જો તે એક મુલાકાતીની સામે આમ કરવાનું શરૂ કરી દે તો શું થશે: ગવર્નમેન્ટ ઇન્સ્પેક્ટર આને વ્યક્તિગત્ અપમાન માની શકે છે. શેતાન જ જાણે છે કે પછી તેનો શો અંત આવી શકે છે.

**શાળાઓનો ઇન્સ્પેક્ટર.** ભલે, પણ સાચું પૂછો તો મારે તેની સાથે શું કરવું જોઈએ? હું ઘણી વાર તેને એના વિષે કહી ચૂક્યો છું. એક બીજા દિવસે જ્યારે માર્શલ ક્લાસમાં આવ્યો ત્યારે તેણે એવી રીતે ચહેરો લંબાવ્યો હતો કે જેવો મેં પહેલાં કદાપિ જોયો જ નથી. હું જાણું છું કે તે આમ તેનાં દિલની કોમળતા અને ભલમનસાઈને લીધે કરે છે પણ પછી હું સ્વતંત્ર વિચારો ધરાવનાર જુવાનનાં ભેજાંને ભરતાં ભરતાં એકદમ અકળાઈ ઊઠયો.

**મેયર.** પછી અહીં ઇતિહાસનો માસ્તર છે. મને તદ્દન પાકી ખાતરી છે કે તે પોતાના વિષયને

ઊંડાણપૂર્વક ખૂબ સારી રીતે જાણે છે પણ તે એટલો બધો ભાવાવેશમાં તણાઈ જાય છે કે તે પોતાની જાતને પણ ભૂલી જાય છે. મેં એક વખત તેને સાંભળ્યો હતો—જ્યાં સુધી તે એસ્સિરીયાનો અને બેબીલોનીયાનો વિષે બોલી રહ્યો હતો ત્યાં સુધી તો સારું હતું પણ જે ક્ષણે તેણે આલેક્સાન્દર મહાનનાં મુદ્દામાં પ્રવેશ કર્યો કે તરત જ હું એમ વિચારવા લાગી ગયો કે જાણે ભડકે બળતી જગ્યા સામે ઊભો છું. તે પોતાની ડેસ્ક પાછળથી બહાર સરકી આવ્યો, ખુરશી ઉપાડી લીધી અને ધડામ કરતી નીચે ફેંકી. એ સાચું છે કે આલેક્સાન્દર મહાન—વ્યક્તિ હતી પણ ફર્નીચરનો આમ છૂંદો વાળી કાઢવાનું કોઈ કારણ નથી. તમે જાણો છો, એ ખુરશીઓનાં પૈસાં ચૂકવવાં પડે છે. સરકારી પૈસા.

**શાળાઓનો ઈન્સ્પેક્ટર**. હા, તે ચોક્કસપણે ખૂબ જોશીલો છે. મેં પહેલાં પણ તેનું ધ્યાન આ વાત તરફ ખેંચ્યું હતું. પણ તે હંમેશાં એમ જ કહેતો રહે છે: "તમે તમને જે ગમે તે કહી શકો છો પણ હું મારી જિંદગી જ્ઞાનનાં મેદાનમાં ન્યોચ્છાવર કરી દઈશ."

**મેયર**. એ એક બુદ્ધિજીવી વ્યક્તિઓ માટે વિધાતાનો આવર્ણનીય નિયમ હોય એમ લાગે છે કે તેમણે કાં તો હદપારનાં દારૂડિયાંઓ બનવું જોઈએ કે પછી સૌથી બિહામણાં ચહેરાઓ લંબાવતા રહેવું જોઈએ.

**શાળાઓનો ઈન્સ્પેક્ટર**. જે કોઈ પણ એ શિક્ષણમાં જાય તેની ભગવાન સહાય કરે, ત્યાં કદી કોઈ સલામત નથી રહેતું. દરેકે દરેક બધે ઠેકાણે માથું મારે છે. તેઓ



બધાં એ સાબિત કરી બતાવવા ઇચ્છે છે કે તેઓ સામેનાં માણસ જેટલાં જ વિદ્વાન છે.

**મેયર**. ખેર, જો આ ગભરાટભર્યાં ગુપ્તવેષ વાળી વાત વચ્ચે ન આવી પડી હોત તો એ બધાંથી વાસ્તવમાં કોઈ ફરક ન પડત! કોઈપણ ક્ષણે તે આસપાસનાં કોઈપણ ખૂણેખાંચરે પોતાનું માથું મારશે: "આહ! તો મારાં પ્રિય બંધુઓ, અહીં છો તમે!" તે કહેશે. "અને મને એ તો કહો કે અહીંનો ન્યાયાધીશ કોણ છે?"—"લ્યાપ્કિન-ત્યાપ્કિન."—"લ્યાપ્કિન-ત્યાપ્કિનને મારી પાસે પકડી લાવો!—અને ચેરિટિઓનો વૉર્ડન કોણ છે?"—"ઝેમ્લ્યાનીકા."—"તો પછી ઝેમ્લ્યાનીકાને મારી પાસે લઈ આવો!" અને તેની આ જ સૌથી ખરાબ વાત છે.

## દૃશ્ય II

પોસ્ટમાસ્ટર પ્રવેશ કરે છે.

**પોસ્ટમાસ્ટર**. આ કોઈ સરકારી અધિકારી વિષે બધું શું છે?

**મેયર**. શું, તમે કશું સાંભળ્યું નથી?

**પોસ્ટમાસ્ટર**. મેં પ્યોતર ઈવાનોવિચ બોબ્ચિન્સ્કીનાં મોંઢે કંઈક સાંભળ્યું હતું. પોસ્ટઓફિસમાં.

**મેયર**. તો પછી? તમે શું વિચારો છો?

**પોસ્ટમાસ્ટર**. હું વિચારું છું કે આપણે તુર્કો સાથે યુદ્ધ લડવા જઈ રહ્યાં છીએ.

**ન્યાયાધીશ**. તદ્દન સાચું! બિલકુલ મેં કહ્યું હતું તેમ જ!

**મેયર**. હવે બંને આડી વાતે ચઢયાં!

**પોસ્ટમાસ્ટર**. ના, એ તો તદ્દન સ્પષ્ટ છે! તુર્કો સાથે યુદ્ધ—એ બધાં ફરીથી પેલાં કપટી ફ્રેંચોનાં કારસ્તાન છે.

**મેયર**. તુર્કો સાથે વળી કેવું યુદ્ધ! કેવળ આપણે જ બધું ભોગવવું પડશે, નહીં કે તુર્કોને. એ તો હવે સ્પષ્ટ છે: મારી પાસે કાગળ છે.

**પોસ્ટમાસ્ટર**. આહ, કાગળ! તો તો પછી ખરેખર એ તુર્કો સાથે યુદ્ધ નથી!

**મેયર**. હા તો હવે તમારો શો ખ્યાલ છે ઈવાન કુઝ્મીચ?

**પોસ્ટમાસ્ટર**. મારો? તમને શું લાગે છે, અન્તોન અન્તોનોવિચ?

**મેયર**. મને શું લાગે છે? હું એટલો બધો ગભરાયેલો તો નથી. એ વાત સાચી છે કે વેપારીઓ અને દુકાનદારો મને થોડા હેરાન કરે છે, તેઓ ફરિયાદ કરે છે કે મેં તેમના પર કપરો જુલમ કર્યો છે પણ તમને હું સાચે સાચું કહું તો, જો હું તેમની પાસેથી કોઈ વિચિત્ર વસ્તુ લઉં છું તો તે કામ કોઈપણ પ્રકારનાં દુષ્ટ હેતુ વિના લઉં છું. હકીકતમાં મને અંદર ખાનેથી એવી લાગણીની અનુભૂતિ થઈ રહી હતી (**તેને હાથેથી પકડી એક બાજુ ખેંચી લઈ જાય છે**) કે કોઈકે કદાચ મારી વાત પહોંચાડી દીધી હશે. નહીં તો વળી શા માટે તેઓ આપણે ત્યાં ઈન્સ્પેક્ટર મોકલે? સાંભળો ઈવાન કુઝ્મીચ, શું તમે એમ નથી વિચારતાં કે કદાચ તમે આપણાં બધાંનાં હિતને ખાતર તમારી પોસ્ટઓફિસમાંથી જનાર દરેક કાગળને લઈ શકો છો અને તમે વરાળથી થોડો ખોલી લો અને જોઈ લો કે તે શેના વિષે છે, કોઈને કોઈ મહિતી આપતો છે કે પછી માત્ર નિયમિતસરનો પત્રવ્યવહાર? જો તે કોઈને હાનિ પહોંચાડનારો ન હોય તો ફરીથી તેને બંધ કરી દો. વાસ્તવમાં તો તમે એમ ખુલ્લો ને ખુલ્લો પણ પહોંચાડી શકો છો.

**પોસ્ટમાસ્ટર**. અરે હું એ બધી રીતો જાણું છું... મને કહેવાની કોઈ જરૂર નથી. હું ગમે તે રીતે તે કરી લઉં પણ સુરક્ષાના કારણો સર તો નહીં જ... તેના કરતાં વધારે જિજ્ઞાસુ વૃત્તિને લીધે ખરું. દુનિયામાં શું ચાલી રહ્યું છું તે જાણવા માટે હું અતિ ઉત્સુક રહું છું. અને એક વાત હું તમને જરૂર જણાવીશ કે પત્રો વાંચવા એ અદ્‌ભુત વાંચનકાર્ય છે... તેમાં સુધારા વધારા કરવાં તે પણ... કોઈક વખત તો તે 'મોસ્કો ગેઝેટ'માંનાં લેખો કરતાં પણ વધારે સારાં બની શકે છે!

**મેયર**. તો પછી જો વાત એમ જ હોય તો મને જરા એમ કહો કે તમે શું પીટર્સબર્ગથી આવનારા કોઈ અધિકારી વિષે કંઈ વાંચ્યું હતું?

**પોસ્ટમાસ્ટર**. ના, પીટર્સબર્ગનાં અધિકારી વિષે તો

કંઈ નથી વાંચ્યું. જો કે કોસ્ત્રોમા અને સારાતોવ અધિકારીઓ વિષે ઘણું વાંચ્યું હતું. દુઃખની વાત છે કે તમે કાગળો વાંચતા નથી, તમે જાણતાં નથી કે તમે શું ગુમાવી રહ્યાં છો. બિલકુલ હાલમાં જ એક લેફ્ટેનન્ટે પોતાનાં મિત્રને લખેલા કાગળમાં બૉલ નૃત્યનું અત્યંત હાસ્યાસ્પદ રીતે વર્ણન કર્યું હતું... ખરેખર ખૂબ સરસ વર્ણન હતું તે: "મારાં પ્રિય મિત્ર, મારી જિંદગીની કિતાબ સ્વર્ગલોકમાં ઉઘાડી છે: ઝંડા ફરકી રહ્યાં છે, વાજાગાજાં વાગી રહ્યાં છે, અસંખ્યા મહિલાઓ છે..." હા, સાચાં દિલથી લખાયેલો છે. મેં મારાં પોતાના માટે રહેવા પણ દીધો છે તે. હું તમને વાંચી સંભળાવું?"

**મેયર**. અત્યારે એનો સમય જ ક્યાં છે. પણ મારું એક કામ કરી દો ઇવાન કુઝ્મીચ, જો તમારાં હાથમાં કોઈ ફરિયાદોવાળો કે બદનામી કરતો કાગળ આવી જાય તો તેને ખોલીને સારી રીતે જોઈ લેવામાં બિલકુલ ખમચાતાં નહીં, તેમ કરતાં જરાપણ અચકાતા નહીં.

**પોસ્ટમાસ્ટર**. શા માટે, નહીં બેશક, ખુશીપૂર્વક તેમ કરીશ.

**ન્યાયાધીશ**. તેના કરતાં તો તમારે બંનેએ સાવધાન રહેવું એ વધારે સારું છે. નહીં તો મુશ્કેલીમાં ફસાઈ જશો.

**પોસ્ટમાસ્ટર**. ભગવાન માફ કરે!

**મેયર**. બકવાસ. કેવી વાહિયાત વાત. અમે આ વાત કંઈ લોકોની જાણમાં નહીં આવવા દઈએ, કડકપણે અત્યંત ગુપ્ત રાખવામાં આવશે તેને, સમજ્યાં તમે?



**ન્યાયાધીશ**. હા, વાતાવરણમાં કંઈક અરોચક ગંદી વાસ જેવું લાગે છે. હકીકતમાં સાચું કહો તો અન્તોન અન્તોનોવિચ હું એક નાનકડી ભેટ—કૂરકૂરિયાં સાથે તમને મળવા હમણાં જ આવી રહ્યો હતો. મારી પેલાં સુંદર મઝાનાં શિકારી કૂતરાનું ગલૂડિયું, હું કોના વિષે વાત કરી રહ્યો છું તે તમે જાણો છો. બેશક તમે એ સાંભળ્યું હશે કે ચેપ્તોવીચે વાર્ખોવીન્સ્કી સામે દાવો માંડયો છે, જે મારા માટે સંપૂર્ણપણે સરસ છે: હું તેમનાં બંનેની જાગીરમાં સ્વતંત્રપણે શિકાર કરી શકું છું...

**મેયર**. અરે મારાં ભાઈ, સાંભળો, અત્યારે તમારાં શિકારની વાતો સાંભળવાનો મારી પાસે સમય નથી. મારાં મનમાં બીજી ઘણી ચિંતાઓ ઘૂમરાઈ રહી છે. આ સાલાં ગુપ્તવેષે આવનાર ઇન્સ્પેક્ટરનો વિચાર હું મારાં મનમાંથી કેમે કરીને કાઢી નથી શકતો. કોઈપણ ક્ષણે હું બારણે ટકોરા પડવાની રાહ જોતો બેઠો છું—અને પછી શું!..

## દૃશ્ય III

દોબ્ચિન્સ્કી અને બોબ્ચિન્સ્કી હાંફતા હાંફતા પ્રવેશ કરે છે.

**બોબ્ચિન્સ્કી.** એક અત્યંત અદ્ભુત વાત!

**દોબ્ચિન્સ્કી.** તદ્દન અણધારી વાત!

**બધાં.** શું? શી વાત છે?

**દોબ્ચિન્સ્કી.** કંઈક તદ્દન અસાધારણ અદ્ભુત. અમે હમણાં જ એક વીશીમાં જરા ડોકિયું કર્યું...

**બોબ્ચિન્સ્કી (વચમાં જ વાત કાપતાં).** હા, મેં અને પ્યોતર ઇવાનોવિચે હમણાં જ વીશીમાં જોયું હતું...

**દોબ્ચિન્સ્કી (વચમાંથી વાત કાપતાં).** અરે પ્યોતર ઇવાનોવિચ, મહેરબાની કરીને મને બોલવા દો. હું આખી વાત કહી સંભળાવી.

**બોબ્ચિન્સ્કી.** ના, ના, એનાથી ઊલટું મને બોલવા દો... તમે વાર્તાઓ સારી રીતે કહી શકતાં નથી...

**દોબ્ચિન્સ્કી.** પણ તમે બધો ગરબડગોટાળો કરી નાખશો અને બધી મહત્ત્વપૂર્ણ વાતો ભૂલી જશો.

**બોબ્ચિન્સ્કી.** બિલકુલ ચોક્કસપણે હું એમ નહીં કરું. અને તમને હું વચ્ચે વાત ન કાપવાની વિનંતી કરું છું; આખી વાત મને કહેવા દો અને વચમાં એકેય શબ્દ ન બોલતાં. સજ્જનો, મારી વાતને ટેકો આપો અને પ્યોતર ઇવાનોવિચને વચમાં ન બોલવા કહો.

**મેયર.** આ બધું શું ચાલી રહ્યું છે? ભગવાનને ખાતર—એ બધું છોડો—આ અસહ્યનીય છે. મહેરબાની



કરીને બેસી જાવ, સજ્જનો! અહીં, પ્યોતર ઇવાનોવીચ, આ ખુરશી લો!

(બધાં બંને પ્યોતર ઇવાનોવિચોની ગોળ ફરતે બેસી ગયા.)

હા, તો હવે કહો આ બધું શું છે?

**બોબ્ચિન્સ્કી.** મને બોલવાની રજા આપો: હું એ બધી વાત યોગ્ય ક્રમમાં ગોઠવીને કહીશ. તમને પેલો અસ્વસ્થ કરનારો કાગળ મળ્યો તે પછી તરત જ મને તમારાં વિદાય લેવાનું સૌભાગ્ય સાંપડયું, હા, મેં તમને આવજો કહ્યું. હવે, મહેરબાની કરીને પ્યોતર ઇવાનોવિચ વચમાં એક શબ્દ પણ ન બોલતાં, હું બધું જ યાદ કરી શકું છું... અને કોરોબ્કિનને ત્યાં ગયો. તેઓ ઘરમાં નહોતા, તેથી હું રસ્તાકોવ્સ્કીને ત્યાં ગયો પણ તેઓ બહાર ગયા હતા, તેથી પછી હું ઇવાન કુઝ્મીચને ત્યાં તેમને તમારાં સમાચાર જણાવવા ગયો અને જ્યારે હું તેમને ત્યાંથી નીકળી ગયો ત્યારે રસ્તામાં પ્યોતર ઇવાનોવિચને ભટકાયો.

**દોબ્ચિન્સ્કી (વચમાં બોલતા).** માંસની પાઈ જ્યાં વેચાય છે તે સ્ટૉલ પાસે.

**બોબ્ચિન્સ્કી.** માંસની પાઈ જ્યાં વેચાય છે તે સ્ટૉલ પાસે. આમ જ્યારે મેં પ્યોતર ઇવાનોવિચને જોયા ત્યારે તેમને કહ્યું: "અન્તોન અન્તોનોવિચને વિશ્વાસપાત્ર માધ્યમ મારફતે મળેલાં સમાચાર વિષે તમે કંઈ સાંભળ્યું?" પણ પ્યોતર ઇવાનોવિચ પહેલાં જ તમારી

ઘર ચલાવનારી સ્ત્રી આવ્દોત્યા પાસેથી તેના વિષે સાંભળી લીધું હતું, જેને પોચેચુયેવને ત્યાં કોઈક કામે મોકલવામાં આવી હતી.

**દોબ્ચિન્સ્કી (વચમાં બોલતા).** ફ્રેંચ બ્રાન્ડીનાં ફ્લાસ્ક માટે.

**બોબ્ચિન્સ્કી. (દોબ્ચિન્સ્કીનાં હાથને દૂર ધકેલતાં).** ફ્રેંચ બ્રાન્ડીનાં ફ્લાસ્ક માટે. અને પછી પ્યોતર ઇવાનોવિચ અને હું પોચેચુયેવને ત્યાં ગયાં... હવે મહેરબાની કરીને પ્યોતર ઇવાનોવિચ, વચમાં બોલવાનું રહેવા દેશો તમે!.. અમે પોચેચુયેવનાં ઘર તરફ જઈ રહ્યાં હતાં ત્યારે રસ્તામાં જ એકાએક પ્યોતર ઇવાનોવિચે કહ્યું: "ચાલો જરા વીશીમાં નજર કરી આવીએ, સવારથી મેં કશું ખાધું નથી અને મારાં પેટમાં ગડગડ થવાનું શરૂ થઈ ગયું છે",—પ્યોતર ઇવાનોવિચનું પેટ, એટલે કે તમે તે જોઈ રહ્યાં છો—"અને તેમને હમણાં તાજી જ સૅમન માછલી મળી છે," તેમણે કહ્યું, "આપણે થોડું ખાઈ શકીશું." અને અમે જેવાં વીશીમાં પ્રવેશ્યા કે તરત જ આ જુવાન વ્યક્તિને જોઈ...

**દોબ્ચિન્સ્કી (વચમાં બોલતા).** દેખાવે ઠીકઠાક લાગતો હતો પણ તદ્દન સાદા પોશાકમાં...

**બોબ્ચિન્સ્કી.** દેખાવે ઠીકઠાક લાગતો હતો પણ તદ્દન સાદા પોશાકમાં. તે અંદર આવે છે અને તમે જાણો છો—ચહેરા પર એવાં વિચારમગ્નતાનાં દેખાવ સાથે ઓરડામાં આંટા મારે છે... અને સિકલ આકૃતિ... રીતભાત... અને સ્પષ્ટપણે અહીં ઉપર (**પોતાના માથા**



**ફરતે હાથે હલાવે છે)** ઘણું બધું ભરેલ. અને એકાએક મેં અનુભવ્યું કે અહીં કંઈક જુદી વાત છે, અને પછી પ્યોતર ઇવાનોવિચ તરફ ફરીને કહું છું: "તમે જાણો છો, આ બધાં વિષે કંઈક રમૂજભર્યું છે." અને પ્યોતર ઇવાનોવિચે આંગળી વડે ઈશારો કરીને વીશીના માલિકને બોલાવ્યો, તમે જાણો છો વૃદ્ધ વ્લાસને: ત્રણ અઠવાડિયાઓ પહેલાં જ તેની પત્નીને બાળક જન્મ્યું છે, એટલો તેજસ્વી છોકરો છે, બિલકુલ બાપ જેવો જ થશે. તે પણ વીશી જ ચલાવશે. તો આમ પ્યોતર ઇવાનોવિચ વૃદ્ધ વ્લાસનાં કાનમાં પૂછે છે: "પેલો જુવાન કોણ છે?" તે પૂછે છે અને વ્લાસ જવાબ આપે છે: "પેલો." તે કહે છે... જુઓ, હવે વચમાં ન બોલો પ્યોતર ઇવાનોવિચ, મહેરબાની કરીને તમે વચમાં બોલવાનું બંધ કરો. તમે બરાબર રીતે વાત કહી શકતાં નથી, તમે બોબડું બોલો છો; તમે ખૂબ સારી રીતે જાણો છો કે જ્યારે તમે બોલો છો ત્યારે તમારાં દાંત શી શી કરે છે... ખેર, ગમે તેમ હોય પણ, "પેલો જુવાન," તે કહે છે, "કોઈ અધિકારી છે. તે પીટર્સબર્ગથી આવ્યો છે. તેનું નામ ઇવાન આલેક્સાન્દ્રોવિચ ખ્લેસ્તાકોવ છે અને," વૃદ્ધ વ્લાસ કહે છે, "તે સારાતોવ પ્રાંત તરફ જઈ રહ્યો છે અને કંઈક સંશયાસ્પદ છે," વૃદ્ધ વ્લાસ કહે છે, "તે જેવી રીતે રહી રહ્યો છે તેમાં: તે બે અઠવાડિયાથી અહીં છે, તે અહીંથી જવાનું કોઈ ચિહ્ન જ નથી બતાવતો, બધું પોતાના ખાતામાં જમા કરાવતો જાય છે અને

ખિસ્સામાંથી એક કોપેક પણ કાઢતો નથી!" અને જ્યારે મેં આ સાંભળ્યું ત્યારે એકાએક મારાં ભેજામાં ચમકારો થયો: "આહા!" મેં પ્યોતર ઇવાનોવિચને કહ્યું...

**દોબ્ચિન્સ્કી**. ના, પ્યોતર ઇવાનોવિચ, તમે નહીં મેં "આહા!" કહ્યું હતું!

**બોબ્ચિન્સ્કી**. ઠીક છે, ઠીક છે હવે, પહેલાં તમે કહ્યું અને પછી મેં એમ જ કહ્યું. "આહા!" અમે કહ્યું, "અને જ્યારે તેને સારાતોવ જ જવાનું હોય ત્યારે તે અહીં જ રોકાઈ રહીને શું કરી રહ્યો હશે?" ઓહ, હા! તે તો તે જ, તે એ જ છે.

**મેયર**. કોણ?

**બોબ્ચિન્સ્કી**. જે અધિકારીનાં સમાચાર તમને મળ્યાં છે, ઇન્સ્પેક્ટર.

**મેયર (ભયમાં)**. અરે ભગવાન, ના! તે તે ન હોઈ શકે.

**દોબ્ચિન્સ્કી**. તે જ હોવો જોઈએ: તે કશાં માટે પૈસાં ચૂકવતો નથી. અને તે ત્યાંથી જવાનો પણ કોઈ ઇરાદો બતાવતો નથી; બીજું વળી કોણ હોઈ શકે? અને વળી સારાતોવ જવા ઘોડાઓ માટેનો ઓર્ડર પણ તેની પાસે છે.

**બોબ્ચિન્સ્કી**. અરે, ચોક્કસપણે તે તે જ છે. કેટલો સાવધાનીપૂર્વક જોનારો છે: બધું ધ્યાનપૂર્વક નિહાળી રહ્યો હતો. એક વસ્તુ તેની નજર બહાર નહોતી. તેણે જોયું હતું કે અમે સૅમન માછલી ખાઈ રહ્યાં હતાં—મુખ્યત્વે કરીને પ્યોતર ઇવાનોવિચનાં પેટને ખાતર, તમે તો



સમજો જ છો... હા અને પછી તે અમારી પાસે આવ્યો અને અમારી પ્લેટો તરફ જોયું. નજર પણ કેવી ભેદક હતી: હું તો ભયથી થીજી જ ગયો.

**મેયર**. ઓ ભગવાન, અમારાં જેવાં પાપીઓ પર દયા કર! તે ત્યાં કયા ઓરડામાં રહી રહ્યો છે?

**દોબ્ચિન્સ્કી**. નંબર પાંચ, દાદરાઓ નીચેના.

**બોબ્ચિન્સ્કી**. એ જ ઓરડો જ્યાં ગયા વર્ષે અધિકારીઓની લડાઈ થઈ હતી.

**મેયર**. અને શું તે અહીં ઘણાં લાંબા વખતથી છે?

**દોબ્ચિન્સ્કી**. લગભગ બે અઠવાડિયા તો થઈ ચૂક્યાં છે. તે સંત બાસીલનાં દિવસે આવી પહોંચ્યો હતો.

**મેયર**. બે અઠવાડિયા! **(એક બાજુ જોઈને.)** પવિત સંતમહાત્માઓ અને અમર શહીદો! છેલ્લાં બે અઠવાડિયાઓમાં સાર્જન્ટની વિધવાને ફટકા મારવામાં આવ્યા છે, અપરાધીઓને રાશન નથી મળ્યું. શેરીઓ ગંદવાડથી ઢંકાયેલી છે. કેવી ફજેતી! કેવી બદનામી! **(માથું પકડી લે છે.)**

**ચેરિટિઓનો વૉર્ડન**. આપણે બધાં પ્રતિનિધિઓ ભેગાં મળીને વીશીમાં જઈશું, અન્તોન અન્તોનોવિચ?

**ન્યાયાધીશ**. ના, ના, સૌથી પહેલાં સમાજનાં વડાએ જવું જોઈએ, પછી પાદરીઓનાં મંડળે, પછી વેપારીઓએ, ક્રમિસોનની હેન્ડબુકમાં કહેવામાં આવ્યું છે તેમ જ બધું કરીએ...

**મેયર**. ના, ના, આભાર, આ કામ હું મારી રીતે સંભળાવીશ. પહેલાં આપણે ઘણાં કપરાં સમય વેઠયાં

છે અને સંકટમાંથી પાર ઊતરવું પડ્યું છે તથા એકદમ મોખરે પણ આવી ગયા હતાં. ભગવાનની મદદથી આ સંકટમાંથી પણ પાર ઊતરી જઈશું. (**બોબ્ચિન્સ્કીને સંબોધતાં**) તમે કહો છો કે તે જુવાન માણસ છે?

**બોબ્ચિન્સ્કી.** અરે હા, ત્રેવીસ કે ચોવીસ વર્ષથી વધારે નહીં હોય તેને.

**મેયર.** એમ તો વધારે સારું રહેશે. જુવાનિયાંઓને માપી લેવાં એ તો વધારે સહેલું કામ છે. જો તે કોઈ વૃદ્ધ શેતાન હોત તો આપણે મુશ્કેલીમાં મૂકાઈ ગયાં હોત પણ આ બધાં જુવાનિયાંઓ તો સાદાં-સીધા, પ્રમાણિક અને નિખાલસ હોય છે. હા તો સજ્જનો હવે તમે જાવ અને પોતપોતાનાં મોરચા સંભાળી લો અને હું જરા એકલો કે પછી પ્યોતર ઇવાનોવિચની સાથે જરા જઈને ત્યાં ડોકિયું કરી આવું છું અને અનૌપચારિકપણે ખાતરી કરી આવું કે મુલાકાતીઓની સંભાળ બરાબર રીતે લેવામાં આવી રહી છે કે નહીં. એય, સ્વીસ્તુનોવ!

**સ્વિસ્તુનોવ.** જી?

**મેયર.** દોડીને જરા પોલીસના વડા પાસે જા.—રાહ જોવા ન રોકાતો, મને તારી અહીં ખૂબ જરૂર છે. જઈને બીજા કોઈને તેને બની શકે તેટલી જલ્દી શોધી કાઢવા કહે અને પછી અહીં પાછો આવ.

સ્વિસ્તુનોવ ભાગે છે.

**ચેરિટિઓનો વૉર્ડન.** અમ્મોસ ફ્યોદોરોવિચ, આપણે



અહીંથી ખસી જઈએ એ જ વધારે સારું છે, નહીં તો આપણે પણ ખરેખરી મુસીબતમાં આવી પડીશું.

**ન્યાયાધીશ.** તમને વળી શેનાં વિષે ચિંતા થઈ ગઈ? બસ થોડી સાફ સુથરી ટોપીઓ કાઢી લો અને તમારાં કરતાં વધારે શાણું બીજું કોઈ નહીં.

**ચેરિટિઓનો વૉર્ડન.** મને રાતના માટેની ટોપીઓની ચિંતા નથી. મારે તેમને માંસનો સૂપ આપવાનો હતો અને એ જગ્યાએ કૂબીની એવી બદબો છે કે તમારે શ્વાસ રોકી લેવો પડે!

**ન્યાયાધીશ.** જ્યારે હું તો એ વાતે બિલકુલ નિશ્ચિંત છું. અને આમેય વળી અદાલત ઘરનાં નિરીક્ષણે જવાની વળી કોને ઇચ્છા થવાની છે? જો તે ત્યાં કોઈ કાગળો વાંચશે તો પણ તેને તેના માટે પસ્તાવો થશે. હું પૂરાં પંદર વર્ષો એ બાંકડે બેઠો છું અને દરેક વખતે મેં પ્રયત્ન કર્યો છે અને અહેવાલો જુદાં પાડયાં છે. મારે તેને એક ખરાબ કામ તરીકે છેવટે છોડી દેવું પડ્યું. સોલોમોન રાજા પોતે પણ પોતાનાં કાયદાનાં અહેવાલમાં સાચું શું અને ખોટું શું છે તે જુદું પાડી શકતો નથી.

ન્યાયાધીશ, ચેરિટિઓનો વૉર્ડન, શાળાઓનો ઇન્સ્પેક્ટર અને પોસ્ટમાસ્ટર બહાર નીકળે છે અને બારણામાં પાછાં ફરી રહેલાં કોન્સ્ટેબલ સાથે અથડાય છે.

## દૃશ્ય IV

મેયર, બોબ્ચિન્સ્કી, દોબ્ચિન્સ્કી અને કોન્સ્ટેબલ.

**મેયર.** ગાડી તૈયાર છે?

**સ્વિસ્તુનોવ.** હા, યોર ઓનર.

**મેયર.** ભલે: બહાર જાવ... ના, ના જરા થોભી જાવ. જઈને મારી પાસે લઈ આવો... તમારાંમાંનાં બાકીનાં બીજાં બધાં ક્યાં છે? તમે એકલાં જ છો? મારું વિચારવું છે કે મેં સૂચના આપી હતી કે પ્રોખોરોવ પણ અહીં હોવા જોઈએ. પ્રોખોરોવ ક્યાં છે?

**સ્વિસ્તુનોવ.** પ્રોખોરોવ પોલીસ સ્ટેશને છે, માત્ર તે ખરેખર ફરજ પર આપી શકે તેમ નથી.

**મેયર.** કેવી રીતે?

**સ્વિસ્તુનોવ.** વાત જાણે આમ છે: આજે સવારે તેને ઉપાડીને લાવવો પડ્યો, તે બેભાન હતો. અમે તેના પર બે ટબ ભરીને પાણી રેડ્યું. પણ હજી સુધી તે ઠેકાણે નથી આવ્યો.

**મેયર. (માથું હાથ વડે પકડી લેતાં.)** અરે મારાં ભગવાન, હવે શું કરવું? જલ્દી બહાર જવા નીકળી પડવું કે પછી નહી... જરા થોભી જાવ, મારાં રૂમમાં દોડી જાવ, તમે સાંભળો છો, અને મારી તલવાર અને નવી હેટ લઈ આવો. હા, હવે બરાબર છે દોબ્ચિન્સ્કી, ચાલો આપણે જઈએ.



**બોબ્ચિન્સ્કી.** હું પણ... મને પણ આવવા દો અન્તોન અન્તોનોવિચ.

**મેયર.** ના, ના, મને ખેદ છે, પ્યોતર ઈવાનોવિચ, તમે નહીં આવી શકો. એ ખૂબ વિચિત્ર, અત્યંત કઢંગુ લાગશે અને વળી ગાડીમાં તમારા માટે જગ્યા પણ નથી.

**બોબ્ચિન્સ્કી.** કશો વાંધો નહીં, હું જાતે ત્યાં પહોંચી જઈશ: હું ગાડીની પાછળ ઉતાવળે ઉતાવળે દોડીને આવીશ. હું માત્ર બારણાંની તિરાડમાંથી જરા જોવા જ ઈચ્છું છું કેવી રીતે તે આ કામ કરે છે.

**મેયર. (પોતાની તલવાર લેતાં કોન્સ્ટેબલને સંબોધતાં.)** હવે ઝડપથી બીજાં કોન્સ્ટેબલોને ભેગાં કરો અને તેમને કહો કે... પણ પેલી બોડ તરફ જુઓ જરા—આખી ઘસાઈને ટુકડાં થઈ ગઈ છે. પેલો ભેળસેળિયો દુકાનદાર અબ્દુલિન—તે જોઈ શકે છે કે મેયરની તલવાર ક્ષીણ થઈ ઘસાઈ ગઈ છે અને તે નવી મોકલતો નથી, કેવાં બદમાશ લોકો છે! ગંદા કપટી દગાબાજો, મારું વિચારવું છે કે તેઓ અંદરખાનેથી જ મારાં વિષે ફરિયાદો કરી રહ્યાં છે. હા, કોન્સ્ટેબલોને સાવરણાંઓ લેવા કહો અને શેરીઓ સાફ કરવાનું શરૂ કરવા કહો. સત્યાનાશ વળે! વીશી તરફ જતી શેરીને ઝાડુ વાળી સાફ કરવી અને ખાતરી કરી લેજો કે તેઓ સારી રીતે સાફ કરે. અને તું સાંભળે, હું તને જાણું છું, તું ગપાટે ચઢે છે અને જૂતામાં ચાંદીની ચમચીઓ ચોરીને સરકાવી દે છે, તારે એમ વિચારવાની જરૂર નથી કે તું મને છેતરી શકશે...

યાદ છે કેવી રીતે તેં વેપારી ચેર્ન્યાયેવ પાસેથી ચાલાકીપૂર્વક પૈસાં પડાવી લીધાં હતાં? તેણે તને યુનિફોર્મ માટે બે વાર કપડું આપ્યું હતું અને તું જઈને આખો રોલ સાફ કરી આવ્યો હતો! કોન્સ્ટેબલ, જરા વધારે સારી રીતે નજર રાખજો, તારાં પગ જૂતાં કરતાં મોટાં થઈ રહ્યાં છે, બમણાં! ચાલ ભાગ અહીંથી!

## દૃશ્ય V

પોલીસનો વડો પ્રવેશ કરે છે.

**મેયર.** અરે! સ્તેપાન ઈલ્યીચ ભગવાનને ખાતર કહો તમે ક્યાં ચાલ્યા ગયા હતા? તમે શું કરી રહ્યાં હતાં?

**પોલીસનો વડો.** હું તો ઝાંપાઓ પાસે હતો.

**મેયર.** હવે અહીં સાંભળો, સ્તેપાન ઈલ્યીચ! પીટર્સબર્ગનો આ અધિકારી શહેરમાં આવી ચૂક્યો છે. તેનાં વિષે તમે શું કર્યું?

**પોલીસનો વડો.** તમે આદેશ આપ્યો હતો એ મુજબ: મેં કોન્સ્ટેબલ પૂગોવિત્સનને થોડાં માણસોને લઈને ફૂટપાથો સાફ કરવા તૈયાર કર્યાં છે.

**મેયર. અને દેર્ઝીમોર્દા ક્યાં છે?**

**પોલીસનો વડો.** દેર્ઝીમોર્દા લાયબંબા પર ગયો છે.



**મેયર.** પ્રોખોરોવે પીધેલો છે?

**પોલીસનો વડો.** મને લાગે છે પીધેલા જ છે.

**મેયર.** પણ કેવી રીતે તમે એમ થવા દીધું?

**પોલીસનો વડો.** ભગવાન જાણે. ગઈકાલે શહેરની બહાર કંઈ ઝઘડો થયો હતો. તે તે નીપટાવવા ગયો અને નશામાં ચૂર પાછો ફર્યો.

**મેયર.** હવે સાંભળો, તમારે આમ ચોક્કસપણે કરવાનું જ છે: કોન્સ્ટેબલ પૂગોવિત્સિન, તે ઊંચો-પહોળો માણસ છે, તમારે સારી છાપ પાડવા માટે તેની પુલ પર નિયુક્તિ કરવી જોઈએ. મોચીની નજીકમાં જે જૂની વાડ છે તે ભલે તોડી પાડો અને ત્યાં ઘર જેવું કંઈ દેખાય તે માટે થાંભલા મૂકી દો. આપણે જેટલી વધારે વસ્તુઓ તોડી પાડીશું તેટલું વધારે સારું રહેશે: તેનાથી એમ લાગશે કે મેયર ખૂબ ઉત્સાહી, કાર્યરત છે. ના, ના, જરા ઊભા રહો, ઓ ભગવાન! હું તો વાડની પાછળનાં ગંદવાડ વિષે તો સાવ ભૂલી જ ગયો. ઓછામાં ઓછી ચાળીસ ગાડીઓ ભરાય તેટલો છે તે. કેવી ગંદી જગ્યા છે આ: જ્યારે કોઈ કોઈ સ્મારક કે પછી વાડ સુદ્ધાં મૂકે છે ત્યારે તેઓ બધાં પ્રકારના ગંદવાડનો તેની સામે ઢગલો ખડકાવે છે, શેતાન જાણે ક્યાંથી તેઓ એ બધો લાવે છે. **(નિસાસો નાખે છે).** અને એક બીજી વાત, જો આ ઇન્સ્પેક્ટર તમારાં માણસોમાંથી કોઈને પણ કોઈ સવાલ પૂછે તેમની કોઈ ફરિયાદો છે તો, ધ્યાન રાખજો કે તેઓ જવાબ આપે: "ના, સાહેબ કોઈ ફરિયાદ નથી!" અને જો તેમનામાંથી

કોઈ ફરિયાદ ઇચ્છતું હોય તો હું તેમને ફરિયાદનો બદલામાં પાછળથી કંઈક આપીશ... ઓ મારાં ભગવાન, હું પાપી છું, હું કંગાળ, દયનીય પાપી છું (**હેટને બદલે તેનું ખોખું હાથમાં લે છે.**) પણ જો તમે મને આ ઉપાધિમાંથી ઉગારી લેશો તો હું સોગંદ ખાઈને કહું છું કે હું એટલી મોટી મીણબત્તી તમારી સામે સળગાવીશ કે જેવી તમે કદી જોઈ જ નહીં હોય: હું સો રતલ મીણ માટે દરેકે દરેક વેપારીને છેતરીશ. ઓ મારાં ભગવાન! ચાલો હવે આપણે જઈએ, પ્યોતર ઇવાનોવિચ! (**હેટને બદલે માથે હેટનું ખોખું પહેરે છે.**)

**પોલીસનો વડો.** અન્તોન અન્તોનોવિચ, એ હેટ નથી, ખોખું છે.

**મેયર.** (**તેને ફંગોળીને નીચે ફેંકતા.**) ખોખું હોય તો ખોખું, સત્યાનાશ વળે એનું! અને જો તે પૂછે કે શા માટે તેમણે હોસ્પિટલ માટે દેવઘર નથી બંધાવડાવ્યું તો—જેનાં માટે આપણને પાંચ વર્ષ પહેલાં આર્થિક સહાય મળી હતી ભૂલતાં નહીં: અમે એકનું બાંધકામ શરૂ કર્યું હતું પણ તે બળી ગયું. રિપોર્ટમાં મેં તેના વિષે આમ લખી મોકલ્યું છે. કોઈ મહા મૂરખ કદાચ ભૂલી જઈ શકે છે અને કહી શકે છે કે તેનાં બાંધકામની શરૂઆત તો કદી કરવામાં જ આવી નહોતી. અને કોન્સ્ટેબલ દેર્ઝીમોર્દાને પોતાની મુઠ્ઠીઓ થોડી વાર માટે પોતાની જાત માટે જ રાખવાનું કહી દો: વ્યવસ્થા જાળવી રાખવાની તેની રીત છે બધાંને કાળી કાળી આંખો બતાવવી, પછી ભલે ને તેમણે કંઈ કર્યું હોય



કે ન કર્યું હોય. ચાલો જઈએ, પ્યોતર ઇવાનોવિચ. (**બહાર જાય છે અને પછી પાછો આવે છે.**) અને ભગવાનને ખાતર એ વાતની ખાતરી કરી લેજો કે સિપાઈઓ જ્યારે બહાર શેરીમાં જાય ત્યારે તેમણે બરાબર રીતે પોશાક પહેર્યો હોય. તે હરામખોરો ગણવેશનો માત્ર ઉપરનો અડધો ભાગ જ પહેરે છે.

બધાં બહાર નીકળી જાય છે.

## દૃશ્ય VI

આન્ના આન્દ્રેયેવ્ના અને મારીયા અન્તોનોવ્ના સ્ટેજ પર દોડી આવે છે.

**આન્ના આન્દ્રેયેવ્ના.** તેઓ ક્યાં છે? ઓ મારાં ભગવાન... (**બારણું ખોલે છે.**) અન્તોન! અન્તોશા! અન્તોન! (**ઝડપથી બોલે છે.**) આ બધું તારાં કારણે છે, આ બધી તારી ભૂલ છે. આવું નાટક મેં કદાપિ નથી જોયું: "મારી પાસે પીન હોવી જોઈએ, મારી પાસે રીબન હોવી જોઈએ." (**બારી તરફ દોડી જાય છે અને બૂમ પાડે છે.**) અન્તોન, તું ક્યાં જઈ રહ્યો છે? શું તે આવી પહોંચ્યો છે? ઇન્સ્પેક્ટર? તેને મૂંછ છે? કેવી મૂંછ છે?

**મેયર.** (**જતાં જતાં.**) પછી, પછી, ડાર્લિંગ!

**આન્ના આન્દ્રેયેવ્ના.** પછી? પછી એટલે શું? હું પછી પછી કંઈ સાંભળવા નથી ઇચ્છતી!.. મને માત્ર એટલું કહી દે: શું તે કર્નલ છે? એય! (**તિરસ્કારપૂર્વક**) તે ચાલ્યો ગયો! તારે આની કિંમત ચૂકવવી પડશે! તું અને તારો, "મા, મા, હું મારો સ્કાર્ફ બાંધી લઉં ત્યાં સુધી થોભી જા, એક સેકંડ પણ નહીં લાગે." બહુ થઈ ગઈ હવે તારી સેકંડ! તારાં લીધે આપણે બધું જ ગુમાવી બેઠાં છીએ! આ બધું તારાં નખરાંને લીધે! સાંભળ્યું કે પોસ્ટમાસ્ટર અહીં છે અને અરીસાની સામે જઈને ટાપટીપ કરવાનું શરૂ કરી દે છે: પહેલાં એક બાજુથી અને પછી પેલી બાજુએથી... તું વિચારે છે કે તે તને જોઈને પોતાની ટોપી ઠીક કરે છે પણ દરેક વખતે જેવી તારી પીઠ પાછળ ફરે છે તેવો જ તે પોતાનું મોં ચઢાવે છે.

**મારીયા અન્તોનોવ્ના.** ઉફ, મા, હવે નકામો બકવાસ કરવો બંધ કર! ગમે તેમ પણ આપણે થોડાંક કલાકોમાં જ એ જોઈ લઈશું અને જાણી લઈશું.

**આન્ના આન્દ્રેયેવ્ના.** થોડાક જ કલાકોમાં! ખૂબ ખૂબ આભાર! તારો મોટો ઉપકાર, મને ખાતરી છે. શા માટે મહિનો નહીં? ત્યાર સુધીમાં તો આપણે હજી ઘણું વધારે જાણી લઈશું! (**બારીમાંથી ડોકિયું કરે છે.**) એય, આવ્દોત્યા, કંઈ ખબર પડી? કંઈ નહીં? ઓ મૂરખ છોકરી! તેણે તને ચૂપ કરી દીધી? ખેર, જો તેણે એમ કર્યું હોય તો તું પણ તેને એમ જ કરવા કહી શકી હોત. ખરેખર કંઈ ખબર ન પાડી શકી! તેમાં કંઈ



આશ્ચર્યની રાત નથી, તું આખો વખત બીજું કંઈ નહીં પણ માત્ર પુરુષો વિષે જ વિચાર્યા કરે છે. શું? તેઓ ખૂબ ઝડપથી ગાડી હાંકી ગયાં? તો તારે ગાડીની પાછળ પાછળ દોડી જવું જોઈતું હતું! હવે અહીંથી ઉપડ, તું સાંભળે છે, દોડીને જા અને શોધી કાઢ તેઓ ક્યાં ગયાં છે અને જો, તું એ પણ તપાસ કરી લાવ કે આ મુલાકાતી કોણ છે—કોના જેવો તે છે, સમજી! આવીનાં કાણામાંથી નજર કરીને જોઈ આવ કે તેની આંખો કેવાં રંગની છે, અને સીધી પાછી આવ, તું સાંભળે છે કે? હવે ચાલ ઝડપથી, એકદમ ઝડપથી દોડી જા. (**પડદો પડે છે ત્યારે પણ બૂમો પાડતી રહે છે. આમ પડદો તેમને બંનેને બારી પાસે ઊભેલી સ્થિતિમાં જ છુપાવી દે છે.**)

# અંક બીજો

**વીશીમાંનો નાનકડો કક્ષ: પલંગ, ટેબલ, સુટકેસ, ખાલી બોતલ, જૂતાં, કપડાં-બ્રશ વગેરે.**

## દૃશ્ય I

ઓસિપ પોતાના માલિકના પલંગ પર આડો પડ્યો છે.

**ઓસિપ**. ઓ શેતાન બચાવે, મને એટલી ભૂખ લાગી છે કે પેટમાં ઢમ ઢમ નગારાં વાગે છે. પેટ ભરીને ખાતાં પણ નથી, બસ હવે ઘેર ચાલ્યાં જઈએ! તું શું કરવા કહે છે? પીટર્સબર્ગ છોડે લગભગ બે મહિના થઈ ગયાં આપણને. આખાં રસ્તે બધાં પૈસાં ખર્ચી કાઢ્યાં અને હવે દુબકીને બેસી ગયો છે તથા તેની લેશમાત્ર ચિંતા પણ નથી કરતો. આખા પ્રવાસ માટે એટલા પૈસાં પૂરતાં રહેત પણ ના, એને તો અમે જે જે શહેરોમાં રોકાતાં તે દરેકમાં પોતાની મોટાઈ બતાવવાની હોંશ રહેતી. (**તેનો ઉપહાસ કરતાં.**) "ભલા માણસ, હું કહું છું કે જરા આસપાસ તપાસ કરીને મારા માટે સૌથી ઉત્તમ જગ્યા શોધી કાઢ અને તેમની પાસે હોય તેમાંથી સર્વોત્તમ ખાણું મારાં માટે લઈ આવ, તું જાણે છે હું હવે એ બધી જૂની ચવાયેલી વાનગીઓ ખાઈ શકતો નથી. બસ બીજું કંઈ નહીં પણ સર્વોત્તમ ખાણું લઈ આવ." જો તે ખરેખર ન માત્ર એકદમ ઉપર કુદી આવેલ કારકુન પણ કોઈક વ્યક્તિ હોત તો તો તે બરાબર હતું! રસ્તામાં અમીર ભટકેલો સાથે મૈત્રી કરે છે, પત્તાં કાઢે છે અને અહીં અમે સોસેજમાં ટુકડાં વિનાના મુશ્કેલીમાં આવી ફસાયાં છીએ. હું તો હવે એનાથી એકદમ કંટાળીને ઉબતાઈ ગયો છું! એક વાત તું ધ્યાનમાં રાખી લે, ગામમાં વધારે આરામદાયક રીતે સમય વીતાવી શકાય છે હું માનું છું કે ત્યાં જાહેર જિંદગી વધારે નથી પણ પછી એ જિંદગી પણ તો સરળ છે. એક નોકરાણી રાખી લો અને આખો દિવસ પાઈ ખાતાં ભઠ્ઠી પર પડયાં રહો. પણ કોણ વળી તેની ચર્ચા કરી રહ્યું છે: બેશક જો સાચું પૂછો તો આમ પીટર્સબર્ગમાં રહેવું સૌથી સારું છે. જીવવા માટે જરૂરી છે માત્ર થોડાં પૈસાં અને તમે એક સારી જિંદગી જીવી શકો છો—થીએટર, નાચતાં-કૂદતાં કૂતરાં, જેની પણ તમે મનમાં કલ્પના કરો તે હાજર. દરેકે દરેક જણ એટલાં વિનય અને નમ્રતાપૂર્વક વાતો કરે છે કે બધાં કુલીન ઘરાનાંનાં હોઈ શકતાં હતાં: રસ્તા પર ચાલતા જાવ તો બધાં દુકાનદારો તમને "સર" કહીને બોલાવે છે, હોડીનાં બેસો અને પોતાની જાતને સરકારી અધિકારીની બાજુમાં બેઠેલાં અનુભવશો, કોઈની સોબત કરવાનું મન થાય તો દુકાનોમાં ચાલ્યા જાવ: ત્યાં કોઈ લશ્કરમાં કામ કરી ચૂકેલ ડોસો તમને શિબિરો વિષે, બધાં સિતારાઓનો અર્થ શો છે તે વિષે તદ્દન સ્પષ્ટપણે કહેશે. અધિકારીની વૃદ્ધ પત્ની આવી પહોંચે છે: અને તમે તેમનામાંથી

કેટલીક ચાકરડી જોશો... હા, હા, હા! (**હસે છે અને પોતાનું માથું ધુણાવે છે.**) કેવું નમ્રતાભર્યું વર્તન! ઉદ્ધતાઈભર્યા એક પણ શબ્દ કદાપિ સાંભળવા નથી મળતો. પીટર્સબર્ગમાં ચોમેર અતિ નમ્રતા, અતિ સભ્યતા અને પકડમાં ન આવનારાં લોકો. ચાલતાં ચાલતાં થાકી જાવ—તો ઘોડાગાડી કરો અને નવાબ સાહેબની જેમ બેસો, ભાડું ચૂકવવાની ઇચ્છા નથી થતી? તો કશો વાંધો નહીં, દરેક ઘરને જેમ આગલું બારણું છે તેમ પાછલું બારણું પણ છે અને તમે એટલી ઝડપથી તેને પાર કરી જઈ શકો છો કે એ શેતાન તમને કદી નહીં પકડી પાડી શકે. માત્ર તેની મહાનતા વિષે એટલું જ કહી શકાય કાં તો તમને ડોળાં નીકળી આવે તેટલું ઠાંસી ઠાંસીને ખવડાવવામાં આવશે કે પછી ભૂખે મરવા વારો પણ આવે. ઉદાહરણ માટે અત્યારની જેમ. અને શું તે શીખે છે? ડોસો તેને થોડો વખત ચલાવી લેવા પૂરતાં પૈસાં મોકલે છે અને જો તે ફરીથી શહેરમાં બહાર ન નીકળી આવે તો મને ખોટો કહેજો: ઘોડાગાડીઓમાં ફરે છે, દરરોજ રાત્રે ઓપેરા જોવા જાય છે અને અઠવાડિયાનાં અંતમાં તમને પોતાનાં નવાં સૂટ સાથે ગૂજરીમાં મોકલી દેશે. કોઈક વાર તો છેલ્લાં ખમીસ સુધી બધું વેચી દેશે અને આમ તેનાં શરીર પર રહેશે માત્ર જાકીટ અને ઓવરકોટ... ઓ ભગવાન, એ પણ એટલું સાચું છે! તે સર્વોત્તમ અંગ્રેજી કાપડનાં ટેઈલ કોટ પર દોઢસો રૂબલ ખર્ચી કાઢે છે અને ગુજરીમાં વીસમાં વેચી કાઢે છે. અને પેન્ટોની તો વાત જ કરવા જેવી નથી—સાવ મફતમાં નીકળી જાય છે!



પણ શા માટે? કારણ કે તે કંઈ કામ જ નથી કરતો: તમને તે કદી ઓફિસમાં મળશે જ નહીં, હંમેશાં તે શેરીઓમાં ભટકતો રહેશે અને પત્તાં રમતો રહેશે. આહ, જો આ વાત વૃદ્ધ જમીનદાર આ વિષે જાણતો હોત તો! તેણે એ વાત તરફ લક્ષ્ય જ ન આપ્યું હોત કે તું એક કારકુન છે પણ ઊલટાનું તને ખમીસનાં કોલરેથી ઊંચે ઊઠાવીને તને એનાથી નવાજ્યો હોત કે તને ચાર દિવસ સુધી માનભેર રાખવામાં આવ્યો હોત. પણ એ વાત માની લેવી જોઈએ કે જો તમે નોકરી કરો છો તો તે સારી રીતે કરી જાણો. હવે માલિકે કહી દીધું છે કે જ્યાં સુધી પહેલાંનાં પૈસાં નહીં ચૂકવવામાં આવે ત્યાં સુધીને ખાવાનું નહીં આપે; પણ જો અમે ન ચૂકવ્યાં તો? (**નિ:સાઅસો નાખે છે.**) ઓ, મારાં ભગવાન, બીજું કંઈ નહીં તો ઓછામાં ઓછો કોબીજનો સૂપ જ ક્યાંકથી આપ! હું એટલો ભૂખ્યો છું કે અત્યારે આખી દુનિયા ખાઈ શકત. ઠક-ઠક ઠોકે છે; કોઈક આવી કહ્યું છે, કદાચ એ જ છે. (**ઝડપથી પલંગ પરથી કૂદી જાય છે.**)

## દૃશ્ય II

ખ્લેસ્તાકોવ પ્રવેશે છે.

**ખ્લેસ્તાકોવ.** અહીં આવ—આ લે. (**ઓસિપના હાથમાં પોતાની હેટ અને નેતરની સોટી આપે છે.**) હા તો, તું ફરીથી મારાં પલંગમાં પડયો હતો?

**ઓસિપ.** મારે વળી તમારાં પલંગમાં પડી આળોટવાની શી જરૂર પડી? શું મેં મારી જિંદગીમાં પહેલાં કદાપિ પલંગ નથી જોયાં?

**ખ્લેસ્તાકોવ.** તું જૂઠ્ઠાં, તું તેના પર પડયો હતો. જો જરા, તે પથારી આપી ચોળાઈ ગયેલી છે.

**ઓસિપ.** મને વળી કોઈ પથારીની જરૂર નથી. શું હું એ નથી જાણતો કે પથારી શું છે? મારે પગ છે, હું તેના પર ઊભો રહી શકું છું, શું હું એમ કરી શકતો નથી? તમારી પથારી પાસેથી વળી મને શેની જરૂર પડવાની હતી?

**ખ્લેસ્તાકોવ** (**આમથી તેમ આંટા મારતાં.**) બેગમાં જો કે તેમાં તમાકુ બચ્યું છે કે નહીં.

**ઓસિપ.** તમાકુ! કેવું તમાકુ! છેલ્લું બચેલું તમે ત્રણ દિવસ પહેલાં જ ફેંકી ગયા છો.

**ખ્લેસ્તાકોવ.** (**પોતાનાં મોંને જુદી જુદી રીતે વાળતો આમથી તેમ ફાળો ભરી રહ્યો છે. છેવટે મોટા અને દૃઢનિશ્ચયી અવાજમાં કહે છે.**) હવે જરા આ સાંભળ, ઓસિપ!

**ઓસિપ.** હા, પણ એ છે શું?



**ખ્લેસ્તાકોવ.** (**મોટેથી પણ એટલાં દૃઢનિશ્ચયપૂર્વક નહીં.**) તું નીચે જા.

**ઓસિપ.** નીચે ક્યાં?

**ખ્લેસ્તાકોવ.** (**બિલકુલ અનિશ્ચિયસભર, લગભગ આજીજીભર્યા સ્વરમાં.**) નીચે ડાઈનિંગ રૂમમાં... અને તેમને કહે... કે મને ખાવાનું આપે!

**ઓસિપ.** કોઈ સંભાવના નથી. મારાં જવાનો કોઈ અર્થ નથી.

**ખ્લેસ્તાકોવ.** ઓ મૂરખ, મારી વાતનો અનાદર કરવાની તારી હિંમત કેવી રીતે ચાલી?

**ઓસિપ.** જો હું જઈશ તો પણ કંઈ ફાયદો નથી થવાનો. માલિકે કહી દીધું છે કે તે હવે અમને ખાવા નહીં આપે.

**ખ્લેસ્તાકોવ.** આ તે કેવી ઉદ્ધતાઈ! હું તે સાંખી નહીં લઉં!

**ઓસિપ.** અને તે પણ કહે છે કે તે મેયર પાસે જઈ રહ્યો છે: તમે અહીં બે અઠવાડિયાથી પૈસાં ચૂકવ્યાં વિના રહી રહ્યાં છો, તે કહે છે. "તું અને તારો માલિક," તે કહે છે, "સાચેસાચી ધુતારાઓની જોડી છો, અમે તમારાં જેવાં પહેલાં ઘણાં જોયા છે, ઓ પરોપજીવીઓ અને હરામખોરો." તે કહે છે.

**ખ્લેસ્તાકોવ.** અને તું શેનાથી આટલો ખુશ થઈ રહ્યો છે, છછુંદરડા?!

**ઓસિપ.** અને તે કહે છે: "જો અમે આમ જ દરેકને આવવા દઈએ અને અહીં જ ઘર બનાવી

લેવા દઈએ તો અમને કદી તેમનાથી છૂટકારો મળશે જ નહીં. હું તને સીધે સીધું કહી દઉં છું," તે કહે છે, "હું મારાં શબ્દોનો પાકો છું, હું સીધો તમને બંનેને જેલમાં પૂરાવા મેયર પાસે જાઉં છું."

**ખ્લેસ્તાકોવ.** ભલે ભલે, સાવ મૂરખનાં સરદાર! બહુ થઈ ગયું. હવે જા અને તેને મારા માટે ખાવાનું મોકલવા કહી આવ. કેવો જંગલી જાનવર છે!

**ઓસિપ.** એનાં કરતાં તો હું માલિકને તમારી પાસે બોલાવી લાવું એ જ વધારે સારું રહેશે.

**ખ્લેસ્તાકોવ.** મારે વળી માલિકને મળીને શું કરવું છે? તું તારી જાતે જ તેને કહે...

**ઓસિપ.** પણ એ સારું નથી...

**ખ્લેસ્તાકોવ.** ઓફ્, તો પછી ભગવાનને ખાતર જા અને માલિકને બોલાવી લાવ.

ઓસિપ બહાર નીકળી જાય છે.

## દૃશ્ય III

ખ્લેસ્તાકોવ એકલો રહી જાય છે.

**ખ્લેસ્તાકોવ.** આટલાં ભૂખ્યાં થવું એ ભયંકર છે. હું જરા લટાર મારી આવ્યો, વિચાર્યું કે તેનાથી કંઈક મદદ મળશે, મારી ભૂખ દૂર થઈ જશે—પણ તેનાથી કંઈ ફેર ન પડયો, સત્યાનાશ વળે તેનો. જો હું પેન્ઝા શહેરમાં વિલાસ ને મોજમજા માણવા ન ગયો હોય તો અમારી પાસે ઘેર પહોંચવા માટે પૂરતાં પૈસા બચ્યાં હોત. પેલાં પાયદળનાં કેપ્ટને ખરેખર મને ઠગી લીધો, પત્તાંની રમતમાં લબાડીથી મારી પાસેથી પૈસા જીતી લીધાં. જેના પર હાથ મૂકતો હતો તે બાજી તેની થઈ જતી હતી પા કલાક અમે બેઠાં હતાં અને મને બિલકુલ સાફ કરી નાખ્યો. અને એમાંય વળી તેની સાથે ફરી વાર રમવામાં બીક લાગતી હતી. કદી તક જ ન મળી. કેવું ઉકરડા જેવું શહેર છે આ! દુકાનદારો સુદ્ધાં તમને કોઈ વસ્તુ ઈશારો કરતાં જ ઉધાર નથી આપતાં. આ તો બળતામાં ઘી હોમવા જેવું જ છે. **(પહેલાં 'રોબેર્ટ'માંથી કંઈક અને પછી કોઈ પ્રચલિત ગીત અને અંતમાં કોઈ પ્રાચીન ગીત સીટીઓ વગાડતાં ગાતાં આમથી તેમ આંટા મારે છે.)** શા માટે તેઓ આવતાં નથી?

## દૃશ્ય IV

ઓસિપ અને વેઈટર પ્રવેશે છે.

**વેઈટર.** માલિકે મને એ જોવા મોકલ્યો છો કે તમને શેની જરૂર છે?

**ખ્લેસ્તાકોવ.** સારું, હેલો, ભાઈ! કેમ છે આજે?

**વેઈટર.** ભગવાનના પાડથી ઘણું સારું.

**ખ્લેસ્તાકોવ.** અને ધંધો કેવો ચાલે છે? બધું બરાબર રીતે ચાલી રહ્યું છે?

**વેઈટર.** હા, ભગવાનની મહેરબાનીથી બધું સારું છે.

**ખ્લેસ્તાકોવ.** ઘણાં મહેમાનો છે?

**વેઈટર.** હા, ઘણાં બધાં આવવાનાં છે.

**ખ્લેસ્તાકોવ.** હવે આમ જો સાંભળ, મારાં ભાઈલા હજી સુધી તેઓ મારાં માટે ખાવાનું નથી લાવ્યાં અને મારે કોઈ જરૂરી કામે તાત્કાલિક જવાનું છે તેથી દોડીને જા અને થોડો તેમની પાછળ પડ, ભલા માણસ.

**વેઈટર.** માલિક કહે છે કે હવે અમારે તમારી સેવા ન કરવી. વળી વધારામાં તે કહે છે કે તે તમારાં વિષે ફરિયાદ કરવા મેયર પાસે જવાનો છે.

**ખ્લેસ્તાકોવ.** ફરિયાદ? ખરેખર, ભલાં ભાઈ, પણ શેનાં વિષે? એટલે કે મારાં કહેવાનો ભાવાર્થ છે માણસને ખાવા તો જોઈએ જ ને, કેમ ખરું કે નહીં? આમ ને આમ તો હું સાવ નબળો, ક્ષીણ થઈ જઈશ! હું ખરેખર ખૂબ ભૂખ્યો છું, હું એ કંઈ મજાકમાં નથી કહી રહ્યો.

**વેઈટર.** હા, સાહેબ, પણ માલિકે કહ્યું: "જ્યાં સુધી તે પહેલાં જે ખાધું છે તેનાં પૈસા ન ચૂકવે ત્યાં સુધી તેને એક કોળિયો પણ ખાવા નથી મળવાનો." તેનો જવાબ આવો હતો.



**ખ્લેસ્તાકોવ.** પણ શું તેને સમજાવી નહીં શકે, તેની સાથે દલીલ નહીં કરી શકે?

**વેઈટર.** મારે તેને શું સમજાવવું જોઈએ?

**ખ્લેસ્તાકોવ.** તેને સમજાવ કે મારે ખાવું જોઈએ. શા માટે તેણે પૈસાંની ચિંતા કરવી! તે વિચારે છે કે એક ગામડિયો હોઈને જેમ તે એક દિવસ ખાધાં-પીધાં વિના ચલાવી શકે છે તેમ જ બીજાં પણ ચલાવી લઈ શકે છે. આ લો વળી સાંભળો નવી વાત!

**વેઈટર.** ઘણું સારું, હું તેને કહીશ.

## દૃશ્ય V

ખ્લેસ્તાકોવ એકલો પડી જાય છે.

જો તે ના કહેશે તો હું શું કરીશ? હું મારી જિંદગીમાં કદી આટલો ભૂખ્યો નથી થયો! કદાચ હું મારાં થોડા કપડાં વેચી દઈ શકતો હતો... કદાચ મારાં પેન્ટ? ના, ના: એના કરતાં તો ભૂખ્યાં રહેવું જ સારું છે, પણ પીટર્સબર્ગ પાછો હું સૂટમાં જ જઈશ. દુ:ખની વાત છે કે ઈયોહીમે પીટર્સબર્ગમાં પેલી ગાડી મને ભાડે ન આપી: ગાડીમાં સવાર થઈને ઘેર પાછાં ફરવું કેવું વૈભવશાળી હોત—પોતે શેતાનની જેમ મને કોઈ પાડોશીનાં આંગણામાં ગાડી હાંકી જતો, ઝળહળતી

બત્તીઓ અને પાછળ ગણવેશમાં બેઠેલાં ઓસિપને જોયો. હું અત્યારે જ બધાં આવેશોની કલ્પના કરી શકું છું: "એ કોણ છે?" "એ શું છે?" અને આખો સોનાના ગણવેશમાં સજ્જ પેલો એમ ઘોષણા કરતો નોકર (**પોતે જાતે ગણવેશધારી નોકરની ભૂમિકા ભજવતાં**): "ઇવાન આલેક્સાન્દ્રોવિચ ખ્લેસ્તાકોવ પોતાનું કાર્ડ રજૂ કરે છે, તમારા માલિક મુલાકાતીને મળી રહ્યાં છે?" રોંચાઓ, "મળી રહ્યાં છે" એ શું એ પણ નથી જાણતાં. જો કોઈ જમીનદારનો મૂરખ માણસ મળવા જાય તો તે તેને રીંછની જેમ દીવાનાખાનામાં ધકેલી દે છે. મારે સુંદર પુત્રી પાસે જવું જોઈએ "મૅડમ, હું... (**પોતાનાં હાથ ઘસે છે અને પગે ખણે છે.**) થૂ! (**થૂંકે છે**) ઉબકાં પણ ખાય છે, મને ખૂબ ભૂખ લાગી છે!"

## દૃશ્ય VI

પહેલાં ઓસિપ અને પછી વેઇટર પ્રવેશે છે.

**ખ્લેસ્તાકોવ**. શું થયું?

**ઓસિપ**. ખાવાનું લાવી રહ્યાં છે.

**ખ્લેસ્તાકોવ**. (**તાળીઓ વગાડવા લાગે છે અને પોતાની ખુરશીમાં ઊછળકૂદ કરે છે.**) ખાવાનું લાવી રહ્યાં છે! હુરરા! હુરરા!



**વેઇટર**. (**પ્લેટો અને નેપકીન સાથે.**) માલિક કહે છે આ છેલ્લી વાર છે.

**ખ્લેસ્તાકોવ**. માલિક, માલિક... હું તારાં માલિક પર થૂંકું છું! એ તું શું લઈ આવ્યો છે?

**વેઇટર**. સૂપ અને ભૂંજેલું માંસ.

**ખ્લેસ્તાકોવ**. શું—માત્ર બે વાનગીઓ?

**વેઇટર**. બસ એટલું જ.

**ખ્લેસ્તાકોવ**. આ તે કેવી વાહિયાત વાત! હું ચલાવી નહીં લઉં! તું જા અને એ શેતાનને પૂછ કે તે શું વિચારે છે, તે શું કરી રહ્યો છે!.. આટલું પૂરતું નથી!

**વેઇટર**. માલિક કહે છે એટલું ઘણું છે.

**ખ્લેસ્તાકોવ**. શા માટે સોસ નથી?

**વેઇટર**. સોસ નથી.

**ખ્લેસ્તાકોવ**. નથી કેવી રીતે? રસોડા પાસેથી પસાર થઈ રહ્યો હતો ત્યારે મેં જાતે જાતે તેમને બનાવતાં જોયા હતા. અને સૅમન ક્યાં છે? કોઈ બે ઠીંગુજીઓ સૅમન ખાઈ રહ્યાં હતાં અને સવારે ડાઈનિંગ રૂમમાં બીજી ઘણી સારી વાનગીઓ હતી.

**વેઇટર**. હા, તમે એમ કહી શકો છો કે તે છે અને નથી પણ.

**ખ્લેસ્તાકોવ**. એટલે તું શું કહેવા શું ઇચ્છે છે?

**વેઇટર**. બસ, નથી. એટલું જ.

**ખ્લેસ્તાકોવ**. સૅમન નથી, માછલી નથી, કટલેટ નથી?

**વેઇટર**. છે પણ એ માત્ર યોગ્ય ગ્રાહક માટે જ છે.

**ખ્લેસ્તાકોવ.** ઓ તું મૂરખ બુડથલ!

**વેઈટર.** જી સાહેબ.

**ખ્લેસ્તાકોવ.** ગંધાતા સૂવ્વર... શા માટે તેમને ખાવાનું આપવું જોઈને અને મને નહીં? હું પણ હોટલનો મહેમાન છું, તું સમજે છે શું?

**વેઈટર.** હા, પણ એ હવે જાણીતું છે કે તેઓ બીજાં પ્રકારનાં છે.

**ખ્લેસ્તાકોવ.** બીજાં પ્રકારનાં છે, એટલે તું કહેવા શું ઈચ્છે છે?

**વેઈટર.** એ તો સાવ સીધી વાત છે: તેઓ તેમનાં બીલ ચૂકવે છે.

**ખ્લેસ્તાકોવ.** હું તારી સાથે વાતો કરવામાં મારો સમય નકામો વેડફવા નથી રહેવાનો, ઓ મહામૂરખ. **(કડછા વડે સૂપ કાઢીને ખાય છે.)** આ શું છે? આને સૂપ કહે છે? તેં માત્ર પ્લેટનાં પાણીને પ્યાલામાં રેડયું છે બસ: આનો કોઈ સ્વાદ જ નથી, આમાંથી દુર્ગંધ આવે છે. મને આ નથી જોઈતો, લઈ જા અહીંથી.

**વેઈટર.** બેશક. માલિક કહે છે કે જો તમને ન જોઈતો હોય તો નહીં.

**ખ્લેસ્તાકોવ (ખાવાનાંને હાથ વડે બચાવતાં).** ના, ના, ના, ના, ઓ મૂરખ, એને અહીં જ રહેવા દે. કદાચ તું તારાં બીજાં મહેમાનો સાથે આવી રીતે વર્તવા જ ટેવાયેલો હશે: પણ હું તને એ યુક્તિ મારી સાથે અજમાવવાની સલાહ નહીં આપું, મારાં મિત્ર, હું એ બધાંથી પર છું. **(ખાય છે.)** ઓ ભગવાન, કેવો કમકમાટી ઉપજાવે એવો સૂપ છે! **(ખાવાનું ચાલુ રાખે છે.)** દુનિયામાં કદાપિ બીજા કોઈએ આવો સૂપ ખાધો નહીં હોય. ચરબીનાં બદલે તેમાં પીંછા તરી રહ્યાં છે. **(મુરઘી કાપે છે.)** સત્યાનાશ વળે મુરઘીનું! ચાલ શેકેલાં માંસને અજમાવી જોઉં. થોડો સૂપ બાકી બચ્યો છે ઓસિપ, તું લઈ લે. **(ભૂંજેલાં માંસને કાપે છે.)** ભગવાન જાણે આ શું છે? ચોક્કસપણે માંસ તો નથી જ.

**વેઈટર.** તો પછી બીજું શું છે?

**ખ્લેસ્તાકોવ.** માત્ર શેતાન જ જાણે છે એ પણ એકદમ ચોક્કસપણે એ માંસ નથી. ભૂલથી માંસનાં બદલામાં તેને કાપવાની નાની કુહાડી રાંધી નાંખી હશે. **(ખાય છે.)** શું તેઓ એમ વિચારે છે કે તેઓ મને ખવડાવી રહ્યાં છે? ઓ બદમાશો, જડબાંમાં દુઃખાવો કરવા માટે એક જ કોળિયો પૂરતો છે. **(દાંતમાં આંગળા કરે છે.)** ઓ અધમો! બિલકુલ ઝાડની છાલ જેવું છે: જુઓ!—બહાર જ નથી આવતું. કદાચ મારાં દાંતને કાળા કરી મૂક્યાં છે. ઓ લુટારાઓ! **(નેપકીન વડે પોતાનું મોં લૂછે છે.)** બીજું કશું છે ત્યાં?

**વેઈટર.** ના.

**ખ્લેસ્તાકોવ.** શું! આ તો બિલકુલ કાયદાથી વિરુદ્ધ છે! અરે સોસ કે કોઈ પેસ્ટ્રી જેવું પણ નથી. ઓ હરામખોરો! મુસાફરોને માત્ર છેતરવાં સિવાય બીજું કંઈ નથી આ!

વેઇટર બધું સાફ કરે છે અને ઓસિપ સાથે બહાર નીકળી જાય છે.

## દૃશ્ય VII

**ખ્લેસ્તાકોવ.** આ તો જાણે કંઈ ખાધું જ ન હોય એમ લાગે છે; આનાથી તો મારી ભૂખ માત્ર વધારે પ્રબળ બની છે. જો મારી પાસે માત્ર થોડું પરચુરણ પણ હોત તો હું બન લેવા મોકલી શક્યો હોત.

**ઓસિપ.** (**પ્રવેશ કરે છે.**) મેયર આવ્યો છે. કંઈ પૂછતાછ કરી રહ્યો છે અને તમારાં વિષે પૂછી રહ્યો છે.

**ખ્લેસ્તાકોવ.** (**ભયભીત થતાં.**) મેયર? ઓ મારાં ભગવાન! પેલાં દાઝે બળેલા માલિકે ફરિયાદ કરી જ દીધી લાગે છે! ધારી લે કે જો તે ખરેખર મને જેલમાં પૂરી દેશે તો? ખેર, હું માનું છું કે જો તેઓ આ વિષે વધારે પડતાં કઠોર નહીં હોય તો... ના, ના, આ હું શું કહી રહ્યો છું? જેલ? કદાચ હું જોઈ લઈ શકીશ. બહાર શેરીમાં ઓફિસરો અને લોકો છે અને ત્યાં પેલી નાનકડાં દુકાનદારની ખૂબસૂરત દીકરી છે, જેની સામે મેં ઘણી વાર આંખ મીંચકારી છે. હું જેલમાં જઈ જ ન શકું. તેઓ મારાં વિષે પોતાના મનમાં વિચારે છે શું? કોઈ આલતુ-ફાલતુ વેપારી કે મજૂર? (**પોતાની જાતને એકદમ ટટ્ટાર કરતાં અને હિંમત એકત્રિત કરતાં.**) હું સીધે સીધું તેના મોંઢા પર જ કહી દઈશ: "કેવી રીતે તમારી હિંમત ચાલી?" હું કહીશ, "કેવી રીતે તમારી હિંમત..."

બારણાંનો હાથો હાલ્યો, ખ્લેસ્તાકોવનાં ચહેરા પરની રંગત ઊડી ગઈ અને બીને ટૂંટિયાં વાળી લે છે.

## દૃશ્ય VIII

દોબ્ચિન્સ્કી અને મેયર પ્રવેશ કરે છે અને જડવત્ ઊભા રહી જાય છે. મેયર અને ખ્લેસ્તાકોવ થોડી ક્ષણો સુધી ડોળાં ફાડીને ભયમાં એકબીજા તરફ તાકતાં રહે છે.

**મેયર.** (**થોડી થોડી પોતાની જાતને સંભાળી લેતાં અને સલામ ભરતાં.**) મારાં સલામને સ્વીકાર કરો, સર.

**ખ્લેસ્તાકોવ.** (**ઝૂકતાં.**) મારાં સાદર...

**મેયર.** માફ કરશો...

**ખ્લેસ્તાકોવ.** કશો વાંધો નહીં...

**મેયર.** આ શહેરનાં મેયર તરીકે એ વાતની ચોકસાઈભરી ખાતરી કરવાની ફરજ છે કે ઊંચા દરજ્જાના કોઈપણ મુલાકાતી કે વ્યક્તિને કોઈપણ પ્રકારની અસગવડ ન વેઠવી પડે...

**ખ્લેસ્તાકોવ.** (**પહેલાં પહેલાં તો અચકાતાં અચકાતાં પણ**

**પોતાનાં ભાષણનાં અંત સુધીમાં તો પૂરાં જોરથી મોટે મોટેથી બોલતાં.)** પણ હું શું કરું! એ મારી ભૂલ નથી... હું ચૂકવી દઈશ, હું વચન આપું છું હું ચૂકવી દઈશ... ઘેરથી મને તેઓ થોડા પૈસા મોકલશે.

બોબ્ચિન્સ્કી બારણામાંથી જુએ છે.

અહીંનો માલિક વધારે દોષ દેવા લાયક છે: જે માંસ તે બધાંને ખવડાવે છે તેનો સ્વાદ જૂનાં જૂતાં જેવો છે અને જ્યાં સુધી સૂપની વાત છે... માત્ર ભગવાન જ જાણે છે કે તે તેમાં શું શું નાંખે છે, મને તેને બારી બહાર ફેંકી દેવાની ફરજ પડી. દિવસોનાં દિવસો સુધી એ માણસ મને ભૂખે મારી રહ્યો છે... અને ચા! એવી તો અદ્દ્ભુતપૂર્વ ચા! તેમાંથી માછલીની વાસ આવે છે અને વળી શા માટે મારે... મારો ભાવાર્થ છે એવું લાગે છે!

**મેયર. (ભીરુતાપૂર્વક.)** કૃપા કરીને મને માફ કરી દો, ખરેખર તેમાં મારો કોઈ દોષ નથી. બજારમાં હંમેશાં તાજું માંસ મળે છે, જે ખોલ્મોગોરીથી પ્રામાણિક અને ઠરેલાં વેપારીઓ લાવે છે. ખરેખર હું નથી જાણતો કે તે એવું માંસ ક્યાંથી ખરીદી લાવી શક્યો. પણ જો અહીં બધી વસ્તુઓ તમારી પસંદગીની ન હોય તો... કદાચ હું એ સૂઝાવ આપી શકું છું કે તમે મારી સાથે બીજાં ક્વાર્ટરમાં ચાલો?

**ખ્લેસ્તાકોવ.** ના, હું નહીં જાઉં. હું જાણું છું કે આ બીજાં ક્વાર્ટરનો તમારો શો અર્થ છે, તમારો ભાવાર્થ છે—જેલ. તમને એનો કોઈ હક્ક નથી, કેવી રીતે તમારી હિંમત ચાલી!.. હું... હું પીટર્સબર્ગનો સરકારી અધિકારી છું! **(બડાઈ હાંકતાં.)** હું, હું, હું...

**મેયર. (એક બાજુ ખસી જતાં.)** ઓ મારાં ભગવાન, એ તો કેવો ક્રોધાવેશમાં છે! બધું તેણે જાણી લીધું છે! પેલાં દાઝે બળતાં દુકાનદારોએ બધું જ કહી દીધું લાગે છે!

**ખ્લેસ્તાકોવ. (હિંમત એકત્રિત કરતાં.)** તમે અહીં પોતાની આખી રેજીમેન્ટ લઈને આવી શકો છો પણ હું અહીંથી લેશમાત્ર ચસકીશ નહીં! હું સીધો મંત્રી પાસે જઈશ **(ટેબલ પર મુક્કો મારે છે.)** તમે તમારાં મનમાં વિચારો છો શું... શા માટે તમારે...

**મેયર. (આખાને આખા થરથર ધ્રૂજતાં, એટેન્શનમાં ઊભો રહે છે.)** મહેરબાની કરીને સર, દયા કરો, મને પાયમાલ ન કરો! મારે પત્ની છે, નાનાં બાળકો છે... અમને બધાંને પાયમાલ ન કરો.

**ખ્લેસ્તાકોવ.** હું નહીં જાઉં! આ લો વળી! મારે એ બધાંની સાથે શાં લેવા દેવા? એટલા માટે કે તમારે પત્ની છે, બાળકો છે, તો મારે જેલમાં જવું જોઈએ, કેમ ખરું ને? વાહ, કેવી સરસ વાત છે!

**બોબ્ચિન્સ્કી બારણામાંથી ડોકિયું કરે છે અને ભયભીત થઈ સંતાઈ જાય છે.**

ના, નમ્રતાપૂર્વક આપનો આભાર માનું છું, હું નહીં જાઉં!

**મેયર.** (**થરથર ધ્રૂજતાં.**) એ મારું બિનઅનુભવીપણું હતું, ભગવાનનાં સમ ખાઈને કહું છું, એ માત્ર મારું બિનઅનુભવીપણું હતું. અને મારો અતિ અલ્પ પગાર. તમે તમારી જાતે અનુમાન લગાવી શકો છો: મારો મૂળ પગાર ચા અને ખાંડનાં ખર્ચા માટે પણ પૂરતો નથી. અને જો થોડીઘણી લાંચરુશ્વત લીધી પણ હતી તો તેની કોઈ વિસાત નથી, એ તો સાવ નજીવી હતી: થોડાંક ટેબલ માટે કે પછી કોટનાં કપડાં માટે. અને જ્યાં સુધી પેલાં સાર્જન્ટની વિધવાની વાત છે—પેલી જેનો બજારમાં ગલ્લો છે—ત્યાં સુધી હું ચાબખાં વડે ફટકારવાને લાયક જ છું, એ નાલેશી છે, સીધે સીધી નાલેશી છે! મારાં દુશ્મનો દ્વારા ખોટી રીતે ઊભી કરાયેલ. પેલાં લોકો! તમે એ માનશો નહીં... હું મારી જિંદગીનાં જોખમમાં મૂકી જાઉં છું.

**ખ્લેસ્તાકોવ.** તો શું થયું? એ બધાંનાં મારી સાથે કોઈ લેવા દેવા નથી. (**વિચારમગ્નતાપૂર્વક.**) શા માટે તમે દુશ્મનો અને સાર્જન્ટની વિધવા વિષેની આ બધી વાતો મને સંભળાવી રહ્યાં છો? સાર્જન્ટની વિધવા એક વાત છે પણ મને ચાબખે ફટકારવાનો પ્રયત્ન ન કરતાં. ત્યાં સુધી પહોંચવાની તમારે ઘણી વાર... આ લો વળી, તું તારી જાતને સમજે છે શું? મારાં બીલ હું ચૂકવીશ, હું બધાં બીલો ચૂકવી દઈશ. વાત માત્ર એટલી જ છે કે અત્યારે મારી પાસે બિલકુલ પૈસા નથી! એનાં કારણે હું અહીં આવી રીતે ફસાઈ ગયો છું. કે મારી પાસે કાણી કોડી સુદ્ધાં નથી.



**મેયર.** (**એક બાજુ ખસી જાય છે.**) ઓહ, કેવો કાવતરાંબાજ છે આ પોતાની જાળ બરાબર રીતે ફેંકી છે... પણ આ બધું એટલું ધૂંધળું છે કે સમજાતું નથી કયા રસ્તે તેને લઈ જવી. ખેર, જે થવાનું હોય તે થાય, આપણે હવે સાથે સાથે ઝંપલાવી જ દેવું જોઈએ. (**મોટેથી.**) સર, જો આપને તત્કાળ પૂરતી રહેવાની સગવડની આવશ્યકતા હોય તો મને આપની સેવા કરવાની રજા આપો. અમારાં મુલાકાતીઓને સહાય કરવી એ મારી ફરજ છે.

**ખ્લેસ્તાકોવ.** હા, હું ઉધાર લઈ શકું છું! પછી હું અહીંના માલિકને તરત જ ચૂકવી શકું છું... માત્ર બસ્સો રૂબલ ચાલી જશે, ઓછાં પણ.

**મેયર.** (**નોટો ધરતાં.**) આ લો, પૂરાં બસ્સો છે અહીં. મહેરબાની કરીને ગણવાની તકલીફ ન લેશો.

**ખ્લેસ્તાકોવ.** આપનો ખૂબ ખૂબ આભારી છું. હું જેવો મારાં ગામમાં પહોંચી જઈશ કે તરત જ તમને પાછાં મોકલી આપીશ. હું હંમેશાં ઢીલ વગર ચૂકવણી કરું છું... હું જોઈ શકું છું કે તમે ખરેખર સદ્‌ગૃહસ્થ છો. હવે વાત બિલકુલ જુદી જ થશે.

**મેયર.** (**એક બાજુ ખસતાં.**) સારું સારું, ભગવાનનો મોટો પાડ! તેણે લઈ લીધાં. અને હું બસ્સોનાં બદલે તેનાં હાથમાં ચારસો સરકાવી દેવામાં પણ સફળ રહ્યો.

**ખ્લેસ્તાકોવ.** ઓસિપ!

ઓસિપ પ્રવેશે છે.

વેઇટરને અહીં પાછો પકડી લાવ. **(મેયર અને દોબ્ચિન્સ્કીને સંબોધતાં.)** પણ શા માટે તમે ઊભાં છો? કૃપા કરીને બેસો, હું આપને વિનંતી કરું છું. **(દોબ્ચિન્સ્કીને સંબોધતાં)** મારાં સાહેબ, બેસો.

**મેયર.** ચિંતા ન કરો, અમને ઊભાં રહેવામાં ઘણો આનંદ મળે છે.

**ખ્લેસ્તાકોવ.** ના, સર, હું આપને વિનંતી કરું છું, હું હવે જોઈ રહ્યો છું કે તમે કેવાં ઉદાર અને નિખાલસ લોકો છો; અને એમ વિચાર કરતાં કે પહેલાં હું એ ખ્યાલમાં હતો કે તમે આવ્યાં હતાં... **(દોબ્ચિન્સ્કીને સંબોધતા.)** મહેરબાની કરીને બેસો!

મેયર અને દોબ્ચિન્સ્કી બેસી જાય છે, બોબ્ચિન્સ્કી બારણાનાં કાણાંમાંથી જુએ છે અને સાંભળે છે.

**મેયર. (એક બાજુ ખસતાં.)** થોડા વધારે બહાદુર થવાની જરૂર છે. લાગે છે તે ગુપ્તવેષ જ રહેવા ઇચ્છે છે. ભલે, કશો વાંધો નહીં, અમે પણ ગુપ્ત રમત રમી શકીએ છીએ: અમે એવો ઢોંગ કરીશું કે જાણે અમે ખરેખર કશું જાણતાં નથી કે તે કોણ છે. **(મોટેથી.)** અમે—એટલે કે પ્યોતર ઈવાનોવિચ દોબ્ચિન્સ્કી—અમારાં સ્થાનીય જમીનદારોમાંથી એક જ અહીં છે તે અને હું જરા કોઈ કામે અહીંથી પસાર થઈ રહ્યાં હતાં અને અમે હોટેલમાં જરા ડોકિયું કરી એ જોવા આવ્યાં હતાં કે તેઓ અમારાં મુલાકા તીઓ સાથે કેવી રીતે વર્તે છે કારણ કે તમે તો જાણો છો, હું એવાં પ્રકારનાં મેયરોમાંનો એક નથી કે જે બધી વસ્તુઓ રામભરોસે છોડી દે. માત્ર મારી ફરજની રૂએ જ નહીં પણ એક સાચાં ખ્રિસ્તી હોવાને લીધે મને એ વાતની ખાતરી કરી લેવી ગમે છે કે દરેકે દરેક પ્રવાસીને ઉચિત પ્રેમાળ હૂંફભર્યો આવકાર મળે છે કે કેમ, અને આ વખતે મને આવી વિલક્ષણ જાણકાર વ્યક્તિ સાથે પરિચય કરવાનાં આનંદનો લ્હાવો મળ્યો.

**ખ્લેસ્તાકોવ.** મને પણ ખૂબ ખુશી છે. જો તમે અહીં ન આવ્યાં હોત તો કદાચ હું આ મુશ્કેલીમાં ખાસી વાર સુધી ફસાયેલો રહ્યો હોત, એ તો મારે ચોક્કસપણે માનવું જ જોઈએ. ખરેખર હું જાણતો નહોતો કે કેવી રીતે હું આ બીલ ચૂકવી શકીશ.

**મેયર. (એક બાજુ ખસતાં.)** જરા સાંભળો એની વાત! જાણતો નહોતો કે કેવી રીતે બીલ ચૂકવશે! **(મોટેથી.)** હું એ પૂછવાંની હિંમત કરી શકું છું કે તમે કઈ દિશામાં પ્રવાસ કરવાનો ઈરાદો રાખો છો?

**ખ્લેસ્તાકોવ.** હું સારાતોવ તરફ, મારી હવેલી તરફ જઈ રહ્યો છું.

**મેયર. (કટાક્ષપૂર્ણ હાવભાવ સાથે, એક બાજુ ખસતાં.)** સારાતોવ કહે છે તે! અને ચહેરા પર લાલાશ નથી આવતી! જરા પણ શરમ નથી આવતી એ ગામનું નામ લેતાં! ઓહ, આની સાથે તો ખૂબ હોંશિયાર રહેવું પડશે! **(મોટેથી.)** અરે હા, સરસ કામ છે, પ્રવાસ કરવો. બેશક, એક બાજુ હંમેશાં ઘોડાઓ બદલવાની અગવડ રહે જ છે પણ પછી એમ કહેવાય છે કે

તે મગજને કસરત આપે છે. હું એમ માનવાની ધૃષ્ટતા કરી શકું છું કે તમે વધારે પડતાં આનંદને ખાતર પ્રવાસ કરતાં હશો?

**ખ્લેસ્તાકોવ.** ના, મારાં પિતાએ મને મોકલ્યો છે. મૂરખ ડોસો રોદણાં રડતો રહે છે કારણ કે અત્યાર સુધીમાં મેં મારી જાતે કોઈ બઢતીઓ મેળવી નથી. તે વિચારે છે કે બઢતીનાં બિલ્લાઓ પીટર્સબર્ગમાં ઝાડ પર ઊગે છે. મારું ચાલે તો તેને ઓફિસમાં એક આખો દિવસ પરસેવો વહેવડાવવા મોકલી દઉં અને તેને રેબઝેબ થતો જોઉં.

**મેયર.** (**એક બાજુ.**) અતિશય સ્તુતિ કરવાની વાતો કરે છે! પોતાનાં વૃદ્ધ પિતાને વચમાં ઢસડી લાવે છે—હું આપને પૂછું છું! (**મોટેથી.**) તમે ત્યાં થોડો વખત રોકાવાનાં છો, સર?

**ખ્લેસ્તાકોવ.** હું ખરેખર એ નથી જાણતો. મૂરખ ડોસો ખચ્ચર જેટલો જિદ્દી છે અને એટલો જ બેવકૂફ. હું તેને સીધે સીધું મોંઢે જ કહી દઈશ: તમને જે ગમે તે કહો, હું પીટર્સબર્ગ સિવાય બીજે ક્યાંય રહી નહીં શકું. ગમે તેમ પણ શા માટે મારે મારી આખી જિંદગી ખેડૂતોની વચ્ચે વેડફી નાંખવી? આજકાલનાં જમાનામાં દરેકની જુદાં જુદાં પ્રકારની જરૂરિયાતો હોય છે. હું કહી દઈશ: મારો આત્મા વધારે ઉચ્ચતમ વસ્તુઓ માટેની આકાંક્ષા સેવે છે.

**મેયર.** (**એક બાજુ.**) કેવું સરસ જાળું તે ગૂંથી રહ્યો છે! એક પછી એક જૂઠ્ઠાણાંઓ અને ક્યાંય ખચકાતો



નથી! અને દેખાવમાં પણ કંઈ ખાસ નથી—એવો દૂબળો પાતળો છે કે લાગે છે જાણે અંગૂઠાનાં નખથી જ તેને મસળી શકાતો હતો. જો કે તેમ છતાં હું તેને કોઈપણ રીતે પકડી પાડીશ. (**મોટેથી.**) બેશક, તમે તદ્દન સાચું કહો છો. આ જંગલમાં વળી કોઈ શું કરી શકે? ઉદાહરણ તરીકે મને જ જુઓ: આખો દિવસ મારાં દેશની ગુલામની જેમ સેવા કરું છું, રાત રાત કામ કરું છું, કોઈ કસર બાકી નથી છોડતો—પણ તેનો બદલો ક્યાં છે? (**ઓરડામાં આસપાસ જુએ છે.**) આ ઓરડો મને થોડો ભેજવાળો લાગે છે.

**ખ્લેસ્તાકોવ.** ભેજવાળો? આ ઓરડો તો ફજેતી કરનારો છે અને તમારે અહીંનાં માંકડ જરૂર જોવા જોઈએ: બિલકુલ કૂતરાંની જેમ કરડે છે.

**મેયર.** ઓ મારાં ભલાં ભગવાન! આવો વિખ્યાત મુલાકાતી અને કેવી સ્થિતિમાં છે તે? માંકડ, જે સૌથી પહેલાં તો કદાપિ સર્જાવા જ ન જોઈએ. મારું માનવું છે થોડું અંધારું પણ છે, કેમ ખરું ને?

**ખ્લેસ્તાકોવ.** અંધારું પણ છે. હોટલનાં માલિકે મીણબત્તીઓ ન આપવાની નીતિ અપનાવેલી છે. જો કોઈ ચોપડી વાંચવાની જરૂર પડે કે પછી થોડું લખવા કરવાની ઈચ્છા થાય તો હું તે પણ કરી શકતો નથી કારણ કે ખૂબ અંધારું છે.

**મેયર.** આપને વિનંતી કરવાની હિંમત કરી શકું છું કે... પણ ના, ના, એ મારાં માટે બહુ વધારે પડતું કહેવાય. હું તેને માટે લાયક નથી.

**ખ્લેસ્તાકોવ.** પણ શું?

**મેયર.** ના, ના, ખરેખર, હું એમ ન કરી શકું. હું તો સાવ સાધારણ અયોગ્ય વ્યક્તિ છું.

**ખ્લેસ્તાકોવ.** પણ શાના માટે સાવ સાધારણ, અયોગ્ય વ્યક્તિ?

**મેયર.** વાત જાણે એમ છે... મારાં ઘરમાં તમારાં માટે અતિ ઉત્તમ રૂમ છે, ખૂબ પ્રકાશ છે, તથા તદ્દન શાંતિ છે તેમાં... પણ ના, હું એમ ન કરી શકું, એ બહુ વધારે પડતું કહેવાશે. મહેરબાની કરીને ગુસ્સે ન થતાં, હું તમને હાથ જોડીને વિનંતી કરું છું, હું તો માત્ર આપની સેવા કરવાનો પ્રયત્ન કરી રહ્યો હતો.

**ખ્લેસ્તાકોવ.** પણ ઊલટાનું પ્રિય ભાઈ, મારે તો આનંદિત થવું જોઈએ. આવી સાવ નકામી હોટલમાં રહેવા કરતાં તો કોઈના ઘરમાં રહેવાનું મને વધારે ફાવશે.

**મેયર.** અને મને પણ ખૂબ ખુશી થશે! મારી પત્ની પણ ખૂબ ખુશ થઈ જશે. હું એવાં જ પ્રકારનો છું, બાળપણથી હું હંમેશાં પરોણાગત કરનારો જ રહ્યો છું: વિશેષ કરીને ત્યારે, જ્યારે આપના જેવી કોઈ વિદ્વાન વ્યક્તિ મહેમાન તરીકે હોય. કૃપા કરીને એમ ન વિચારતાં કે હું તમારી ખુશામત કરવાનો પ્રયત્ન કરું છું. હું હંમેશાં સીધે સીધી મારાં દિલની જ વાત નિખાલસપણે કહું છું.

**ખ્લેસ્તાકોવ.** ખરાં દિલથી આપનો આભાર. હું બિલકુલ તમારાં જેવો જ છું—આત્મશ્લાઘા કરવી રોકી



શકતો નથી. મારે એમ કહેવું જ જોઈએ કે આપની નિખાલસતા અને સહૃદયતાથી હું ખરેખર ગદગદ થઈ ગયો છું. જ્યારે બધું કહેવાઈ અને કરાઈ ગયું છે ત્યારે અનન્યભાવ અને આદર કરતાં વધારે જિંદગીમાં શાની માંગણી કોઈ કરી શકે. અનન્યભાવ અને આદર.

## દૃશ્ય IX

ઓસિપની સાથે વેઈટર પ્રવેશે છે. બોબ્ચિન્સ્કી બારણામાંથી ડોકિયું કરે છે.

**વેઈટર.** આપે બોલાવ્યો હતો, સર?

**ખ્લેસ્તાકોવ.** હા, મને બિલ આપ.

**વેઈટર.** મેં તમને તે દિવસે આપ્યું હતું.

**ખ્લેસ્તાકોવ.** હું તારાં બધાં મૂર્ખામીભર્યાં બિલોને સાચવી રાખી શકતો નથી. માત્ર એટલું કહી દે કેટલાનું હતું તે.

**વેઈટર.** ભલે, પહેલાં દિવસે તમે બધું પૂરું ખાવાનું લીધું હતું, પણ બીજા દિવસે માત્ર સૅમનનો નાસ્તો કર્યો હતો અને ત્યાર બાદ બધું ઉધાર લેવા લાગ્યા.

**ખ્લેસ્તાકોવ.** બુડથલ! હું મેનુ સાંભળવા નથી ઈચ્છતો માત્ર બિલ કેટલું હતું તે કહે.

**મેયર.** હું આપને વિનંતી કરું છું, આના માટે

પોતાની જાતને અસ્વસ્થ ન કરો, તે પછી પણ થઈ શકે છે. (**વેઇટરને સંબોધતાં.**) તું અહીંથી ચાલ્યો જા, હું પછી જોઈ લઈશ એ...

**ખ્લેસ્તાકોવ.** હા, હા, બેશક, એ વધારે સારો વિચાર છે. (**પૈસાં પાછા મૂકી દે છે.**)

વેઇટર બહાર જાય છે. બોબ્ચિન્સ્કી બારણામાંથી ડોકિયું કરે છે.

## દૃશ્ય X

**મેયર.** અમારાં શહેરમાં કેટલાંક જાહેર ભવનો જોવાની તકલીફ લેવા તો નથી ઇચ્છતાંને આપ? દાનધર્મ સંસ્થાઓ વગેરે વગેરે?

**ખ્લેસ્તાકોવ.** ત્યાં શું છે?

**મેયર.** કેમ વળી, કેવી રીતે અમે આ જગ્યાનું સંચાલન કરીએ છીએ, અમારી જવાબદારીઓ તરફ અમે કેવી રીતે ધ્યાન રાખીએ છીએ તે જોવા...

**ખ્લેસ્તાકોવ.** બેશક, ખૂબ ખુશી સાથે.

બોબ્ચિન્સ્કીનું માથું બારણામાંથી ડોકાય છે.

**મેયર.** તમે જિલ્લા શાળાને પણ એક નજરે જોઈ શકો છો, જોઈ શકશો કે વિજ્ઞાનનાં ઉદ્દેશને અમે કેવી રીતે આગળ ધપાવ્યો છે.

**ખ્લેસ્તાકોવ.** સંપૂર્ણપણે.

**મેયર.** અને ત્યાર પછી તમે ઇચ્છો તો જેલની



મુલાકાત પણ લઈ શકો છો—માત્ર એ જોવા માટે કે કેવી રીતે અમે કેદીઓને, ગુનેગારોને રાખીએ છીએ.

**ખ્લેસ્તાકોવ.** શા માટે જેલ? એના કરતાં તો ધર્માદા સંસ્થાઓ જોવી એ વધારે સારું છે.

**મેયર.** બેશક, બેશક, તમે જેમ કહો તેમ. તમે તમારી ઘોડાગાડીમાં આવશો કે પછી મને મારી ગાડીમાં પોતાની સાથે લઈ જવાનું માન આપશો?

**ખ્લેસ્તાકોવ.** ઓહ, કદાચ હું તમારી સાથે જ આવીશ.

**મેયર.** (**દોબ્ચિન્સ્કીને સંબોધતાં.**) પ્યોતર ઇવાનોવિચ, હવે તમારાં માટે જગ્યા નથી.

**દોબ્ચિન્સ્કી.** કશો વાંધો નહીં, હું આમ જ ઠીક રહીશ.

**મેયર.** (**દોબ્ચિન્સ્કીને એક બાજુ લઈ જઈ.**) અને સાંભળ, હું ઇચ્છું છું તું દોડીને જા, મારો કહેવાનો ભાવાર્થ છે બે સંદેશાઓ—એક મારી પત્ની માટે અને બીજો ધર્માદા સંસ્થાએ ઝેમ્લ્યાનીકા માટે—લઈને પૂર ઝડપે દોડી જા. (**ખ્લેસ્તાકોવને સંબોધીને**) સર, હું મારી પત્નીને બે લીટીઓ લખવાની છૂટ લઈ શકું છું, જેથી કરીને તે અમારાં વિશિષ્ટ અતિથિનાં આગમન માટે તૈયારીઓ કરવાનું શરૂ કરી શકે!

**ખ્લેસ્તાકોવ.** ઓહ, તમે શા માટે ચિંતા કરો છો?.. વાસ્તવમાં અહીં થોડી સહી તો છે પણ કાગળ ક્યાં છે તે મને નથી ખબર... આ બીલથી ચાલી જશે?

**મેયર.** ચોક્કસપણે. (**મનમાં ને મનમાં કંઈક બડબડતાં**

લખે છે.) સારાં ખાણાં અને દારૂની મોટી બોતલ પછી બધું પરિણામ શું નીકળી આવે છે તે આપણે જોઈ લઈશું! આપણે તેને અહીંની મદિરા આપીશું: હાનિરહિત તો લાગે છે પણ હાથીને ભોંય ભેગો કરી દે છે. જો કોઈપણ રીતે હું જાણી શક્યો હોત કે તે શું છે અને મારે તેનાથી કેટલું બીવું જોઈએ. (**ચિઠ્ઠી દોબ્ચિન્સ્કીને આપે છે જે બારણાં તરફ જાય છે. આ ક્ષણે બારણું તેનાં મજાગરાંમાંથી ધડામ કરતું ખુલી જાય છે અને બીજી બાજુએથી ડોકિયાં કરી રહેલો બોબ્ચિન્સ્કી તેનાં ઉપરનાં ભાગ તરફ સ્ટેજ પર પડી જાય છે. ધાસ્તીનાં ભાવ. બોબ્ચિન્સ્કી એકદમ ઊભો થઈ જાય છે.**)

**ખ્લેસ્તાકોવ**. શું થયું? તમને ક્યાંક વાગ્યું તો નથી?

**બોબ્ચિન્સ્કી**. ના, ના, એ તો કંઈ નથી. મહેરબાની કરીને ચિંતામાં ન પડો, જરા નાક પર નાનકડો ઘસરકો પડી ગયો છે—અહીં! હું હમણાં જ ડૉક્ટર હેઈબ્નર પાસે પટ્ટી લગાવડાવવા દોડી જઈશ—જોતજોતામાં ઠીક થઈ જશે.

**મેયર**. (**બોબ્ચિન્સ્કી તરફ ક્રોસનું નિશાન કરે છે. ખ્લેસ્તાકોવને સંબોધતાં.**) એની તરફ ધ્યાન ન આપો, એ તો કંઈ નથી. યોર એક્સેલન્સી, મહેરબાની કરીને અમને જવાની રજા આપો. (**ઓસિપને સંબોધતાં.**) બધી વસ્તુઓ મારે ઘેર લઈ આવ, લાવીશને ભલાં ભાઈ, કોઈપણ વ્યક્તિ તને રસ્તો બતાવશે. ના, કૃપા કરીને સર, તમારાં પછી! (**ખ્લેસ્તાકોવને બહાર જવા રસ્તો આપે છે અને પોતે તેની પાછળ પાછળ જાય છે પણ બોબ્ચિન્સ્કીને ધમકાવવા**



**પાછળ ફરે છે.**) એય તમે! ઊંધા મોઢે પડવા કોઈ બીજી વધારે સારી જગ્યા ક્યાંક ન શોધી શક્યાં? કેવું બેવકૂફીભર્યું લાગતું હતું! (**બહાર નીકળી જાય છે, પાછળ પાછળ બોબ્ચિન્સ્કી પણ**).

પડદો.

# અંક ત્રીજો

પહેલા અંકનો ઓરડો.

## દૃશ્ય I

આન્ના આન્દ્રેયેવ્ના, મારીયા અન્તોનોવ્ના એ જ સ્થિતિમાં બારી પાસે ઊભાં છે.

**આન્ના આન્દ્રેયેવ્ના.** જરા આમ જો, આખો કલાક આપણે રાહ જોઈ અને બધું તારાં કારણે અને તારાં બેવકૂફીભર્યાં ચેનચાળાં અને નખરાંને લીધે: બિલકુલ તૈયાર હતી પણ ના, એમાંય વળી હજી કંઈક કરવું જરૂરી હતું... સૌથી પહેલાં તો મારે તારી કોઈ કોઈ વાત જ સાંભળવા રહેવું જોઈતું નહોતું. ઉફ, આ બધું તો સાવ ગાંડા કરી મૂકે એવું છે! શેરીઓમાં કોઈ ચકલું પણ ફરકતું દેખાતું નથી—એમ લાગે છે કે જાણે આખું શહેર મરી ગયું હતું.

**મારીયા અન્તોનોવ્ના.** ખરેખર, મા, આપણે બધું એક મિનિટમાં જ જાણી લઈશું! આવ્દોત્યા હમણાં જ આવવી જોઈએ. **(બારીમાંથી નમીને જુએ છે અને ચિચિયારી પાડી ઊઠે છે.)** મા, જો! કોઈક આવી રહ્યું છે, ત્યાં, શેરીનાં છેવાડે.

**આન્ના આન્દ્રેયેવ્ના.** ક્યાં? હું તો કોઈને જોઈ



શકતી નથી. તું હંમેશાં બધી કલ્પનાઓ જ કરતી રહે છે. અરે હા, કોઈક તો છે ત્યાં. જો કે કોણ છે તે? ઠીંગલો નાનકડો માણસ, ફ્રોક કોટમાં... કોણ હોઈ શકે છે તે? આ તો તદ્દન ક્રોધ ચડાવનાર છે! આ ધરતી પણ એવું કોણ હોઈ શકે?

**મારીયા અન્તોનોવ્ના.** એ તો દોબ્ચિન્સ્કી છે, મા.

**આન્ના આન્દ્રેયેવ્ના.** હંઅ કેવો વળી દોબ્ચિન્સ્કી! તું અને તારી કલ્પનાઓ!.. બેશક, તે દોબ્ચિન્સ્કી નથી. **(પોતાનો રૂમાલ હલાવે છે.)** એય, તું, અહીં આવ, જલ્દી!

**મારીયા અન્તોનોવ્ના.** એ દોબ્ચિન્સ્કી છે, મા.

**આન્ના આન્દ્રેયેવ્ના.** ચૂપ રહે હવે! તું માત્ર મને પજવવા એમ કહી રહી છે. હું તને કહું છું તે દોબ્ચિન્સ્કી નથી.

**મારીયા અન્તોનોવ્ના.** એય જો! શું તું જોઈ શકતી નથી તે દોબ્ચિન્સ્કી છે?

**આન્ના આન્દ્રેયેવ્ના.** ભલે, કદાચ તે એમ જ દોબ્ચિન્સ્કી હશે, હવે હું તેને જોઈ શકું છું તો પછી શેનાં વિષે તું દલીલ કરી રહી છે? **(બારીમાંથી બૂમ પાડતાં.)** અહીં આવો! જલ્દી, જલ્દી, શું તમે થોડું વધારે ઝડપથી દોડી નથી શકતાં? હા તો શું, તેઓ બધાં ક્યાં છે? શું? ના, ના, હવે મને ત્યાંથી બધું કહો—ગમે ત્યાંથી. શું? ખૂબ કડક સ્વભાવનો છે? શું? મારાં પતિ? **(બારીથી દૂર હટી જાય છે, ચિંતિત થાય છે.)**

કેવો બુડથલ છે: જ્યાં સુધી અંદર નહીં આવી પહોંચે ત્યાં સુધી કશું જ નહીં કહે!

## દૃશ્ય II

દોબ્ચિન્સ્કી પ્રવેશે છે.

**આન્ના આન્દ્રેયેવ્ના.** હું આશા રાખું છું પ્યોતર ઈવાનોવિચ કે તમે તમારી જાત માટે શરમ અનુભવતાં હશો: હું વિશેષ કરીને તમારાં પર એક શિષ્ટ વ્યક્તિ તરીકે ભરોસો રાખતી હતી. પણ ના. તેઓ બધાં ચાલ્યા ગયાં અને તમે પણ તેમની પાછળ પાછળ અને કોઈપણ શું ચાલી રહ્યું છે તે મને કહેવાનો વિચાર સુદ્ધાં કરી રહ્યું છે? તમારે શરમ અનુભવવી જોઈએ! એમ વિચારીને કે હું તમારાં નાનકડાં વાનેચ્કા અને લીઝાન્કાની ધર્મ મા હતી.

**દોબ્ચિન્સ્કી.** ભગવાન મારી સાક્ષી છે મા કે હું અહીં સુધી પહોંચવાં પૂર વેગે દોડયો છું. સાદર પ્રણામ, મારીયા અન્તોનોવ્ના!

**મારીયા અન્તોનોવ્ના.** પ્રણામ, પ્યોતર ઈવાનોવિચ.

**આન્ના આન્દ્રેયેવ્ના.** હા, તો હવે અમને બધું કરી જાણાવો.



**દોબ્ચિન્સ્કી.** અન્તોન અન્તોનોવિચ તમને ચિઠ્ઠી મોકલાવી છે.

**આન્ના આન્દ્રેયેવ્ના.** પણ એ છે કોણ? જનરલ?

**દોબ્ચિન્સ્કી.** ના, જનરલ નથી પણ તેને જોતાં તમે એમ જ માની લેશો: એટલો સસ્કારી અને એવી પ્રભાવશાળી રીતભાત!..

**આન્ના આન્દ્રેયેવ્ના.** તો તો પછી પત્રમાં જેનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો તે જ માણસ હોવો જોઈએ.

**દોબ્ચિન્સ્કી.** બિલકુલ એ જ છે. અને મેં તેને શોધી કાઢ્યો હતો. મેં અને પ્યોતર ઈવાનોવિચ!

**આન્ના આન્દ્રેયેવ્ના.** પણ મને એ તો કહો, બન્યું શું?

**દોબ્ચિન્સ્કી.** ખેર, ભગવાનનો પાડ માનો કે અત્યાર સુધી તો બધું સરળતાપૂર્વક ચાલી રહ્યું છું. પહેલાં તો તેણે અન્તોન અન્તોનોવિચ સાથે સાવ રુખાશપૂર્વક વર્તાવ કર્યો. તે ખૂબ ગુસ્સે થયો, હોટલ વિષે ફરિયાદ કરી અને કહ્યું કે તે તેમની સાથે નહીં જાય અને પોતાનાં પક્ષે જેલમાં પણ નહીં જાય. પણ પછી જ્યારે તેણે એમ અનુભવ્યું કે એ અન્તોન અન્તોનોવિચની ભૂલ નહોતી અને તેઓ બંને વાતોએ ચઢયાં ત્યારે તે ભગવાનનો પાડ કે તરત જ શાંત. પડી ગયો અને ગાડી પાટે ચઢી. હવે તેઓ હોસ્પિટલ જોવા ગયાં છે... શરૂઆતમાં અન્તોન અન્તોનોવિચને પણ આશ્ચર્ય થયું હતું કે જો કોઈકે તેમની માહિતી આપી દીધી હશે તો, અને હું મારી જાત માટે થોડો ગભરાટ અનુભવતો હતો.

**આન્ના આન્દ્રેયેવ્ના**. પણ તમારે વળી શેની ચિંતા કરવાની જરૂર છે, તમે તો કોઈ નોકરીમાં નથી?

**દોબ્ચિન્સ્કી**. ખેર, વાત માત્ર એમ છે કે તેના જેવો મોટા હોદ્દાવાળો અધિકારી તમારી બાજુમાં હોય ત્યારે આમેય કોઈપણ ગભરાટ અનુભવે છે.

**આન્ના આન્દ્રેયેવ્ના**. એમ, ખરેખર... બહુ બકવાસ થઈ ગયો; હવે મને જરા કહો કે તે દેખાવે કેવો છે? જુવાન છે કે વૃદ્ધ?

**દોબ્ચિન્સ્કી**. અરે તદ્દન જુવાન છે, લગભગ ત્રેવીસેક વર્ષનો નૌજુવાન. પણ તે વાતો કરે છે ઘરડાંઓની જેમ: "ઘણું સારું છે," તે કહે છે, "આપણે જરા આ અને પેલું પણ જોઈ લઈશું," **(પોતાનાં હાથ હલાવતાં)** બધાં ભયભીત થઈ ગયાં છે. "મને થોડું વાંચવા-લખવાનો શોખ છે," તે કહે છે, "પણ અહીં હું એમ કરી શકતો નથી," તે કહે છે, "કારણ કે આ ઓરડો સાવ અંધારિયો છે."

**આન્ના આન્દ્રેયેવ્ના**. પણ તે દેખાવે કેવો છે? મારો ભાવાર્થ છે કે તે ગોરો છે કે કાળો?

**દોબ્ચિન્સ્કી**. વધારે પડતો ઘઉંવર્ણો, પણ આંખો તો બિલકુલ બાજ જેવી ચપળ છે. તેમાં જોતાં જ માણસ બેચેની અનુભવવા લાગે.

**આન્ના આન્દ્રેયેવ્ના**. આ ચિઠ્ઠીમાં શું લખ્યું છે? **(વાંચે છે.)** "પ્રિય, હું ઉતાવળમાં તને જણાવું છું કે પહેલાં પહેલાં તો મહા આપત્તિમાં મૂકાઈ ગયો હોઉં એમ લાગતું હતું પણ ભગવાનની દયામાં વિશ્વાસ કરતાં બે આથેલી ખાસ પ્રકારની કાકડી અને એક રૂબલ પચીસ કોપેકનાં કેવીઅરનો અડધા ભાગ માટે... **(થોભે છે.)** મને તો આમાં કંઈ સમજાતું નથી, એનું કોઈ પગ માથું જ નથી: આથેલી કાકડી અને કેવીઅર, એ બધું શું છે?

**દોબ્ચિન્સ્કી**. તે એટલા ઉતાવળમાં હતાં કે તેમણે લખેલાં કાગળ પર લખ્યું હતું, તે ચોક્કસપણે હોટલનું બીલ હોવું જોઈએ.

**આન્ના આન્દ્રેયેવ્ના**. ઓહ, બીલ, સમજી. **(વાંચવાનું ચાલુ રાખે છે.)** "પણ ભગવાનની દયામાં વિશ્વાસ કરતાં બધાં સારાંવાનાં થશે. ઝડપથી આપણાં વિશિષ્ટ અતિથિ માટે કક્ષ તૈયાર કર—દીવાલ કાગળ પર પીળાં કાગળો લાગેલાં છે તે. ભોજનની ચિંતામાં ન પડતી, અમે હોસ્પિટલમાં જ જમી લઈશું, પણ સર્વોત્તમ શ્રેણીનાં દારૂનો આદેશ આપી દેજે; નીચે અબ્દુલિનની દુકાને થોડો સારો માલ લેવા મોકલજે અને તેને કહેજે તે નહીં આપે તો હું તેનું ભોંયરું લૂંટી લઈશ મારી વ્હાલી, તારાં હાથને ચૂમું છું, હંમેશાં હંમેશાં માટે તારો, અન્તોન." ઓ મારાં ભગવાન! હવે આપણે ખરેખર ઉતાવળ કરવી જોઈએ! એય, મીશ્કા, તું? મીશ્કા!

**દોબ્ચિન્સ્કી**. **(બારણાં તરફ દોડી જાય છે અને બૂમ પાડે છે.)** મીશ્કા! મીશ્કા! મીશ્કા!

મીશ્કા પ્રવેશે છે.

**આન્ના આન્દ્રેયેવ્ના**. સાંભળ: અબ્દુલિનને ત્યાં

દોડીને જા... ઊભો રહે, હું તને યાદી આપું છું. **(ટેબલ પર બેસે છે, લખે છે, આખો સમય વાતો પણ કરી રહી છે.)** આ યાદી સિદોરને આપ અને તેને ઉતાવળે અબ્દુલિનને ત્યાં જવા અને દારૂ લઈ આવવા કહે. અને પછી હું તારી પાસે વિશેષ અતિથિ માટેનાં કક્ષને તૈયાર કરાવવા ઇચ્છું છું. તેમાં પથારી તૈયાર કર અને વોશબેસીન તથા બધું વ્યવસ્થિત કરી દે.

**દોબ્ચિન્સ્કી.** મારો વિચાર છે હવે હું અહીંથી ઉતાવળે ભાગું, **આન્ના આન્દ્રેયેવ્ના,** અને જોઉં કે નિરીક્ષણ કાર્ય કેવી રીતે ચાલી રહ્યું છે.

**આન્ના આન્દ્રેયેવ્ના.** તો પછી જાવ, હું તમને નહીં રોકું.

દોબ્ચિન્સ્કી બહાર નીકળી જાય છે.

## દૃશ્ય III

**આન્ના આન્દ્રેયેવ્ના.** હવે માશા, આપણે હવે શું પહેરીશું તે વિષે વિચારવું જોઈએ. તે પીટર્સબર્ગની ફેશનથી ટેવાયેલો છે: આપણે આપણી જાતને હાસ્યાસ્પદ તો ન જ બનાવવી જોઈએ. મારો ખ્યાલ છે નાનકડી ઝલરો વાળો તારો આસમાની પોશાક તારાં માટે અત્યંત ઉચિત રહેશે.



**મારીયા અન્તોનોવ્ના.** ઓ, મા, આસમાની વાળો નહીં! મને તે બિલકુલ નથી ગમતો અને શ્રીમતી લ્યાપ્કિન-ત્યાપ્કિન હંમેશાં આસમાની રંગનાં પોશાકમાં ફરે છે અને ઝેમ્લ્યાનીકાની દીકરી પણ. એનાં કરતાં તો હું મારો ફૂલોવાળો પોશાક પહેરું તો વધારે સારું રહેશે.

**આન્ના આન્દ્રેયેવ્ના.** તારો ફૂલોવાળો પોશાક! તું જાણે છે કે તું માત્ર મુસીબતમાં આવી પડવા જેવી વાત કરે છે. તારો આસમાની પોશાક એકદમ સરસ રહેશે કારણ કે હું મારો પીળાં ફૂલોવાળો પોશાક પહેરવાની છું; તું જાણે છે મને તે કેટલો બધો ગમે છે.

**મારીયા અન્તોનોવ્ના.** ઓ ના, મા! પીળાં ફૂલોવાળો નહીં, તે તને બિલકુલ સારો નથી લાગતો!

**આન્ના આન્દ્રેયેવ્ના.** અને કેમ નહીં, એ હું પૂછી શકું છું?

**મારીયા અન્તોનોવ્ના.** બેશક, નથી સારો લાગતો. પીળાં ફૂલોવાળો પોશાક પહેરવા માટે આંખો કાળી હોવી જોઈએ.

**આન્ના આન્દ્રેયેવ્ના.** એમ વાત છે! હવે તે મને એમ કહેવાનો પ્રયત્ન કરી રહી છે કે મારે કાળી આંખો નથી! અને એ પણ જ્યારે તે જાણે છે કે હું ફુલ્લીની રાણી પર મારું નસીબ કહું છું.

**મારીયા અન્તોનોવ્ના.** પણ મા, તું એનાં કરતાં વધારે લાલની રાણી જેવી લાગે છે.

**આન્ના આન્દ્રેયેવ્ના.** કેવી નકામી વાતો કરી રહી છે! હું કદાપિ લાલની રાણી નહોતી! **(ઉતાવળે મારીયા**

**અન્તોનોવ્નાની સાથે ચાલી જાય છે, પડદાંની પાછળ હજી પણ વાતો કરી રહી છે.)** ખરેખર, હું અને લાલની રાણી! હવે આગળ તે શું વિચારશે?

**જેવાં તેઓ બહાર જાય છે બારાણાં ઉઘડે છે અને મીશ્કા કચરો વાળે છે. ઓસિપ માથાં પર ટ્રેક ઉપાડીને બીજાં બારણેથી પ્રવેશે છે.**

## દૃશ્ય IV

**ઓસિપ**. આ ક્યાં?

**મીશ્કા**. આ બાજુ, વૃદ્ધ ભાઈ, અહીં અંદર.

**ઓસિપ**. જરા થોભી જા, થોભી જા, પહેલાં થોડો શ્વાસ ખાઈ લેવા દે. કેવી કૂતરાં જેવી જિંદગી છે! ભૂખ્યાં પેટે માણસ બહુ દૂર સુધી ન જઈ શકે!

**મીશ્કા**. હા, તો, વૃદ્ધ ભાઈ, અમને એ કહે કે, જનરલ થોડી જ વારમાં આવી રહ્યાં છે?

**ઓસિપ**. કેવો જનરલ?

**મીશ્કા**. કેમ વળી, તારો માલિક જ સ્તો વળી.

**ઓસિપ**. મારો માલિક? કેવો વળી જનરલ એ?

**મીશ્કા**. શું તે જનરલ નથી?

**ઓસિપ**. ઓહ, અરે હા, બરાબર, તે જનરલ છે, દોઢ જનરલ.



**મીશ્કા**. તું કહેવા માંગે છે કે તે ખરેખરાં જનરલ કરતાં પણ વધારે છે?

**ઓસિપ**. તમે પૂરી ખાતરી રાખજો!

**મીશ્કા**. અરે ના, ના, એમ ન કરું તો મારું સત્યાનાશ જાય. તો તો પછી તેમાં કોઈ આશ્ચર્યની વાત નથી કે તેઓ આટલી ધાંધલધમાલ મચાવી રહ્યાં છે.

**ઓસિપ**. આમ જો દીકરા: હું જોઈ શકું છું કે તું સમજદાર માણસ છે, જરા જઈને કંઈક ખાવાનો પ્રબંધ કર તો.

**મીશ્કા**. વૃદ્ધ ભાઈ, હજી સુધી તમારાં માટે કશું તૈયાર નથી. તમે સાધારણ વાનગી તો કોઈ ખાશો નહીં પણ તમારાં માલિક જે ક્ષણે જમવા બેસશે તે જ ક્ષણે તમને પણ એ બધું જ જમવા આપશે જે તેમને આપશે.

**ઓસિપ**. સાધારણ વાનગી એટલે શું કહેવા માંગે છે તું?

**મીશ્કા**. કૂબીનો સૂપ, રાબ કે પછી માંસની પાઈ.

**ઓસિપ**. સારું તો પછી હમણાં જ જા અને મારાં માટે થોડો કૂબીનો સૂપ, રાબ અને પાઈ લઈ આવ! બદલાવ માટે સાદી વાનગીઓ ખાવામાં મને કશો વાંધો નથી. ચાલ આવ, આપણે આ વસ્તુ બદલી નાંખીએ. ત્યાં કોઈ બહાર જવાનો બીજો રસ્તો છે?

**મોરકા**. હા.

તેઓ ટ્રંકને બાજુનાં કક્ષમાં ઉપાડી જાય છે.

## દૃશ્ય V

*કોન્સ્ટેબલ બંને બારણાં ખોલે છે. ખ્લેસ્તાકોવ પ્રવેશે છે, પાછળ પાછળ મેયર, ચૅરિટિઓનો વૉર્ડન, શાળાઓનો ઇન્સ્પેક્ટર, દોબ્ચિન્સ્કી અને નાક પર પ્લાસ્ટર લગાડેલ બોબ્ચિન્સ્કી આવે છે. મેયર કોન્સ્ટેબલો તરફ જોઈને નીચે પડેલાં કાગળનાં ટુકડાં તરફ ઈશારો કરે છે: તેઓ એકદમ આગળ જાય છે અને તે ઉપાડી લે છે, ઉતાવળમાં એકબીજા સાથે અથડાય છે.*

**ખ્લેસ્તાકોવ.** સરસ, સારી હોસ્પિટલ છે! મારે એમ કહેવું જ જોઈએ કે તમે તમારાં મુલાકાતીઓને જેવી રીતે આસપાસ ફેરવીને બધું બતાવો છો તેનાથી હું અત્યંત પ્રભાવિત થયો છું. બીજાં શહેરોમાં તેમણે મને બધું આવી રીતે નહોતું બતાવ્યું.

**મેયર.** જો હું સમજૂતી આપતો સૂઝાવ મૂકવાની હિંમત કરી શકતો હોઉં તો બીજાં શહેરોમાં અધિકારીઓ ઘણું કરીને એમ કહો કે પોતાનાં ખિસ્સાં ભરવાની ચિંતામાં જ રહે છે. પણ મારે એ સ્વીકારી લેવું જ જોઈએ કે અહીં અમે બીજાં બધાં વિષે ઘણો ઓછો વિચાર કરીએ છીએ કે કેવી રીતે પોતાની સાવધાની અને સારાં ઉદાહરણ દ્વારાં ઉપરીઓની પસંદગી મેળવવી.

**ખ્લેસ્તાકોવ.** અદ્‌ભુત ખાણું. આકંઠ ભોજન કર્યું છે મેં. તમે શું દરરોજ એવી જ રીતે ખાવ છો?

**મેયર.** એનાથી વિપરીત, અમારાં આકર્ષક અતિથિ માટે વિશેષ કરીને રંધાવામાં આવ્યું હતું.

**ખ્લેસ્તાકોવ.** મને પણ ખાવું ગમે છે, એમ મારે માની લેવું જ જોઈએ. અને વળી જિંદગી છે પણ શાના માટે, આનંદનાં ફૂલ ચૂંટવા સિવાય. પેલી સ્વાદિષ્ટ માછલી કઈ હતી?

**ચૅરિટિઓનો વૉર્ડન.** (ઉતાવળ કરતાં) કૉડ માછલી, સર.

**ખ્લેસ્તાકોવ.** ખરેખર? બહુ સ્વાદિષ્ટ હતી. આપણે તે ક્યાં ખાધી હતી—હોસ્પિટલમાં, કેમ ખરું ને?

**ચૅરિટિઓનો વૉર્ડન.** તદ્દન સાચું સર, ધર્માદા સંસ્થામાં.

**ખ્લેસ્તાકોવ.** હા, થોડાં દરદીનાં ખાટલાંઓ જોઈ રહ્યાં હતાં તે મને યાદ છે. જો કે દરદીઓ વધારે લાગતાં નહોતાં. શું તેઓ બધાં સાજાં થઈ ગયાં છે?

**ચૅરિટિઓનો વૉર્ડન.** ડઝન જેટલાં રહી ગયાં છે, બાકીનાં સાજાં થઈ ગયાં છે. આવી રીતે આ હોસ્પિટલ ચાલે છે. જ્યારથી મેં સંચાલન હાથમાં લીધું છે ત્યારથી—તમને કદાચ એ વાત પર વિશ્વાસ કરવો અઘરું લાગતું હશે પણ બધાં દરદીઓ એકદમ માખીઓની જેમ સાજાં થઈ રહ્યાં છે. જે ક્ષણે તેઓ હોસ્પિટલમાં પગ મૂકે છે તે જ ક્ષણે તેઓ પોતાને પૂરેપૂરાં તંદુરસ્ત અનુભવવા લાગે છે. દાકતરી ઇલાજથી એટલાં બધાં નહીં જેટલાં સારી સંચાલન વ્યવસ્થાથી અનુભવે છે.

**મેયર.** પણ એ બધું મેયરની ફરજની તુલનામાં કશું જ નથી. ઘણી બધી બાબતોની તરફ ધ્યાન આપવું: શેરીઓ સાફ રાખવાનું, સમારકામ કરાવવું, રંગરોગાન

કરાવવું... સૌથી હોંશિયાર માણસોને મૂંઝવવા માટે પૂરતી સમસ્યાઓ છે પણ ભગવાનનો પાડ કે અહીં એ બધું વ્યવસ્થિતપણે ચાલે છે. હું એ મેયરોનો વિચાર કરી શકું છું જેઓ માત્ર થોડીઘણી આસપાસની બાબતો પર જ ચિંતા કરે છે પણ ના ના, ભગવાન મારો ન્યાયાધીશ છે કે જ્યારે હું સૂવા પથારીમાં પડું છું ત્યારે હંમેશાં મારી પ્રાર્થના આમ જ હોય છે "ઓ જગતનાથ ભગવાન, મારાં ઉપરીઓને મારો ઉત્સાહ જોવા દો અને મારાં પર પ્રસન્ન થવા દો!" તેઓ મને ઈનામ આપવા પસંદ કરે છે કે નહીં તે બેશક તેમનાં પર છે પણ ઓછામાં ઓછો હું ચેનથી આરામ તો કરીશ. જ્યારે શહેરમાં કાયદાનું સામ્રાજ્ય છે, શેરીઓ સાફ છે, ગુનેગારોની દેખરેખ સારી રીતે થાય છે, દારૂડિયાઓ આમતેમ બહુ ફરતાં નથી... એનાથી વળી વધારેની હું શી આશા રાખી શકું છું? હું ચંદ્રકોની પાછળ ભાગનારાંઓમાંનો નથી. કેટલાંકને માટે તે આકર્ષક છે તે હું જાણું છું પણ મારાં માટે સદ્‌ગુણ, સદાચાર એ જ મોટું ઈનામ છે.

**ચેરિટિઓનો વૉર્ડન.** (એક બાજુ ખસીને.) જરા એની વાત સાંભળો, સાલો લોફર! વાચાળતાપૂર્વક વાતો કરે છે!

**ખ્લેસ્તાકોવ.** ઓહ, ઘણું સાચું છે, એકદમ સાચું છે! હું એ વાતનો સ્વીકાર કરું છું કે હું પોતે પણ થોડું ઘણું ફિલસૂફીમાં માથું મારી લઉં છું. કોઈક વાર થોડુંઘણું ગદ્યમાં પણ... તો ક્યારેક એક બે કવિતાઓ પણ ખેંચી લઉં છું.



**બોબ્ચિન્સ્કી.** (દોબ્ચિન્સ્કીને સંબોધીને.) કેટલું સંપૂર્ણપણે સાચું છે, પ્યોતર ઈવાનોવિચ! જેવી રીતે એ વાતને રજૂ કરે છે તે એવી... તમે ચોક્કસપણે એમ કહી શકો છો કે તેણે વિજ્ઞાનનો અભ્યાસ કર્યો છે, કેમ ખરું ને?

**ખ્લેસ્તાકોવ.** પણ મને એ કહો કે તમારાં શહેરમાં કોઈ આનંદપ્રમોદનાં સ્થાન નથી? તમે કદી પત્તાં રમવાં ક્યાંક ભેગાં નથી થતાં?

**મેયર (એક બાજુ ખસતાં).** ઓહો, મારાં ભલાં ભાઈ, હું જોઈ શકું છું કે કોનાં આંગણામાં પથરાં ફેંકાઈ રહ્યાં છે **(મોટેથી.)** ભગવાન માફ કરે! અમારાં શહેરમાં હું એવાં પ્રકારની વસ્તુઓ સહી નહીં લઉં. મેં મારી જિંદગીમાં કદી પત્તું પણ હાથમાં નથી લીધું. જો મેં કદાચ એમ કર્યું પણ હશે તો એ જાણતો પણ નહોતો કે તેની સાથે કરવું શું. હું પત્તાં તરફ શાંતપણે જોઈ સુદ્ધાં નથી શકતો. જો હું ચોકડીનો બાદશાહ કે એવું કંઈક જોવા પૂરતો પણ કમનસીબ બનીશ તો હું બિલકુલ એમ અનુભવી શકીશ કે કડવાશ મારાં પેટમાંથી ઊઠી રહી છે. એક દિવસ બાળકોને ખુશ કરવાં મેં પત્તાંનો મહેલ બનાવ્યો અને તમે માનશો, એ આખી રાત્રે મને એવી એવી શાપિત વસ્તુઓ વિષે સ્વપ્નાં આવતાં રહ્યાં! ભગવાન આપણને સહાય કરે! લોકો તેમની પર પોતાનો જે કિંમતી સમય વેડફી નાંખે છે તેનો જરા વિચાર કરો!

**શાળાઓનો ઈન્સ્પેક્ટર.** (એક બાજુ ફરીને.) તેણે

ગઈકાલે રાત્રે જ મારી પાસેથી પત્તામાં સો રૂબલ લીધાં હતાં, હરામખોર ક્યાંકનો.

**મેયર.** એનાં કરતાં તો સમાજની સેવામાં સમય વીતાવવો વધારે સારું છે.

**ખ્લેસ્તાકોવ.** ખેર, હું એમ નથી વિચારતો કે તમે ખરેખર તદ્દન સાચાં છો. એ તો તમે એક વાતને કેવાં દૃષ્ટિકોણથી જુઓ છો તેનાં પર આધાર રાખે છે. બેશક, જો તમે એવાં પ્રકારની વ્યક્તિ હોય કે જે માત્ર જ્યાં સુધી પોતાની રકમ ત્રણ ગણી ન કરી લે ત્યાં સુધી વળગી રહે તો... ના, ના, પત્તાંનાં હાથથી ઘણો આનંદ પ્રાપ્ત કરી શકાય છે.

## દૃશ્ય VI

આન્ના આન્દ્રેયેવ્ના અને મારીયા અન્તોનોવ્ના પ્રવેશે છે.

**મેયર.** યોર એક્સલન્સી, મારી પત્નીનો પરિચય આપવાની રજા આપો... આ મારી દીકરી.

**ખ્લેસ્તાકોવ.** (**ઝૂકીને નમન કરતાં.**) મૅડમ, હું અત્યંત આનંદિત થઈ ઊઠયો છું, ખુશ થવાં... એમ કહો કે... આપનાં સહવાસનો અનેરો આનંદ.

**આન્ના આન્દ્રેયેવ્ના.** અમારો આનંદ એનાથી પણ



વધારે છે, આવાં વિખ્યાત અતિથિ અમારાં ઘેર મહેમાન બની આવ્યાં છે.

**ખ્લેસ્તાકોવ** (**જાતજાતના હાવભાવ કરતાં**). મને એ વાતનો આગ્રહ કરવાની પરવાનગી આપો, મૅડમ કે એ આનંદ સંપૂર્ણપણે મારો છે.

**આન્ના આન્દ્રેયેવ્ના.** ખરેખર સર, તમે એટલાં ખોટાં વખાણ કરનારાં છો. મહેરબાની કરીને બેસો.

**ખ્લેસ્તાકોવ.** આપની બાજુમાં માત્ર ઊભા રહેવું એ જ ઘણાં આનંદની વાત છે, મૅડમ, પણ જો તમે ચોક્કસપણે એટલો આગ્રહ કરો છો તો હું બેસીશ. (**બેસે છે.**) આપનાં દેખાવડાં પડખાંમાં બેસવામાં કેવો સ્વર્ગીય આનંદ છે.

**આન્ના આન્દ્રેયેવ્ના.** પણ, ના, ના, તમે ખરેખર તેનો અર્થ એથી રીતે ન કરી શકો. તમારી પીટર્સબર્ગમાંની જિંદગીની તુલનામાં આ પરિસરમાં કંઈ વધારે ન હોઈ શકે.

**ખ્લેસ્તાકોવ.** તુલના કરવી એકદમ તિરસ્કારને પાત્ર છે, હું તમને ખાતરીપૂર્વક કહું છું, મૅડમ. જિંદગી ખરેખર જેવી છે તેનાથી ટેવાનું, જરા સમજો છો તમે, ક્યાં સ્વર્ગમાં અને એકાએક પોતાને રસ્તા પર અનુભવવો: ગંદી વીશીઓ, અણઘડ જંગલી સંસ્કારિતા... મારે ચોક્કસપણે એ વાતનો સ્વીકાર કરવો જ જોઈએ કે જો આ ખુશીનો પ્રસંગ ન હોત તો, જે (**આન્ના આન્દ્રેયેવ્ના તરફ નજર કરતાં અને છાપ પાડવા ડોળ કરતાં**)... તેને વધારે સારું બનાવે છે...

**આન્ના આન્દ્રેયેવ્ના.** પણ તેમ છતાંય, એ તમારાં માટે એકદમ ન ગમે એવું હોવું જોઈએ.

**ખ્લેસ્તાકોવ.** આ ક્ષણે, મૅડમ, મને એનાથી તદ્દન વિપરીત લાગે છે.

**આન્ના આન્દ્રેયેવ્ના.** ઓહ સર! તમે તો મારાં વધારે પડતાં વખાણ કરી રહ્યાં છો, મને ખાતરી છે. હું એને માટે યોગ્ય લાયકાત નથી ધરાવતી.

**ખ્લેસ્તાકોવ.** અરે કેવી રીતે યોગ્ય લાયકાત નથી ધરાવતાં? આપ, મૅડમ, બિલકુલ લાયકાત ધરાવો છો.

**આન્ના આન્દ્રેયેવ્ના.** પણ હું તો ગામડાની વ્યક્તિ છું...

**ખ્લેસ્તાકોવ.** આહ! ગામડું, સાચું કહું તો તે પણ પોતાની નાનકડી ટેકરીઓ અને ઝરણાંઓ ધરાવે છે... પણ એ સાચું છે કે કોઈ તેની સરખામણી પીટર્સબર્ગ સાથે ન કરી શકે! આહ, પીટર્સબર્ગ! એ જિંદગી છે! તમે કદાચ એમ વિચારતાં હશો કે હું માત્ર કારકુન જ છું પણ ના, હકીકતમાં મારાં વિભાગના વડા અને મારી વચ્ચે અત્યંત મૈત્રીભર્યાં સંબંધો છે. તે મારી પીઠ પર બિલકુલ આમ ધબ્બો મારશે અને કહેશે: "ચાલ ભાઈ, જમવા!" હું ઓફિસમાં માત્ર બે મિનિટ માટે એમ કહેવા જાઉં છું: "આ કામ કરો, તે કરો!" અને કાગળોની નકલ કરનારો પેલો કારકુન, જરા જેટલાં ઉંદરડા જેવો, જે આખો વખત પેન ટર ટર ઘસડતો રહે છે... એક વખત તેમણે મને બઢતી આપવા કહ્યું પણ મેં વિચાર્યું, શો ફાયદો છે તેનાથી? અને ના પાડી દીધી. અને ચોકીદાર હંમેશાં મારી પાછળ પાછળ પોતાનો બ્રશ લઈને દોડે છે: "રજા આપો સાહેબ, હું તમારાં જૂતાંને થોડી ચમક આપી દઉં." (**મેયરને સંબોધતાં.**) તમે બધાં શા માટે ઊભાં છો, સજ્જનો? કૃપા કરીને બેસો!

**મેયર.** અમે અમારું સ્થાન જાણીએ છીએ, યોર એક્સલન્સી.

**ચેરિટિઓનો વૉર્ડન.** અમે ઊભાં જ વધારે સારાં છીએ.

**શાળાઓનો ઈન્સ્પેક્ટર.** મહેરબાની કરીને તમે તકલીફ ન લો.

**ખ્લેસ્તાકોવ.** ઓહ, ભગવાનને ખાતર, બેસી જાવ.

તેઓ ઉતાવળે બેસે છે.

હું વધારે પડતો શિષ્ટાચાર પસંદ નથી કરતો. એનાથી વિપરીત: હું હંમેશાં કોઈનાં વિશેષ ધ્યાને ન ચઢું તે માટે ખૂબ દૂર ચાલ્યો જાઉં છું. પણ તે અસંભવ છે, તદ્દન અસંભવ! જેવો હું એક ખૂણેથી વળું છું કે બધાં કહેવાનું શરૂ કરી દે છે: "જુઓ! એ ઈવાન આલેક્સાન્દ્રોવિચ છે!" તમે જાણો છો, એક વખત તો તેમણે મને કમાન્ડર-ઈન-ચીફ ગણી લીધો. બધાં સિપાઈઓ પોતાની લશ્કરી ઓરડીઓમાંથી બહાર ધસી આવ્યાં અને હથિયારો ભેટ આપ્યાં. અને ત્યારબાદ તેમાં અધિકારીઓ—જે સંજોગોવશાત્ મારો ગાઢ મિત્ર હતો—તેણે મને કહ્યું: "તું જાણે છે ભાઈ, અમને

બધાંને તદ્દન પાકી ખાતરી હતી કે તું કમાન્ડર-ઇન-ચીફ જ હતો!"

**આન્ના આન્દ્રેયેવ્ના.** ઓ ભલાં ભગવાન, કોણે એવું વિચાર્યું હશે!

**ખ્લેસ્તાકોવ.** ઓહ, હા, હું આસપાસ બધાંમાં ખૂબ જાણીતો છું. બેશક, હું બધી ખૂબસૂરત અભિનેત્રીઓને ઓળખું છું. વળી હું તેમના માટે ગીતો અને નૃત્યો સાથેનાં નાટકનો હળવો મનોરંજન કાર્યક્રમ પણ તૈયાર કરું છું. હા, હું ઘણાં સાહિત્યિક વિદ્વાનોને પણ જાણું છું. પુશ્કિન અને હું તો લંગોટિયા મિત્રો છીએ. હું અવારનવાર તેને ભટકાઈ જાઉં છું: "કેમ ચાલી રહ્યું છે, દોસ્ત પુશ્કિન?" હું કહું છું. "ઠીકઠાક ચાલે છે, મારાં દોસ્ત," તે કહે છે, બહુ મોટો મશ્કરો.

**આન્ના આન્દ્રેયેવ્ના.** તો તમે લેખક પણ છો? આટલાં બુદ્ધિમાન હોવું કેટલું અદ્ભુતકારી હશે! તમે સામાયિકો માટે પણ લખો છો?

**ખ્લેસ્તાકોવ.** ઓહ હા, હું થોડુંઘણું સામાયિકો માટે પણ કામ કરું છું. પણ પછી મેં ઘણાં બધાં કામો બંધ કરી દીધાં—મારી ઘણી કૃતિઓ છે: 'રોબેર્ટ લે દીયાબલો', 'મેરેજ ઓફ ફિગારો', 'નોર્મા.' હું તો યાદ પણ નથી રાખી શકતો કે તેમનામાંની અડધી કૃતિઓનું નામ શું છે. વાસ્તવમાં એ બધું સાવ આકસ્મિક રીતે બન્યું હતું. પેલાં મોં બળેલા થીએટરનાં મેનેજરો હંમેશાં મારી પાછળ પડયાં રહેતા હતા: "અનુભવી ભાઈ, મહેરબાની કરીને અમારે માટે કંઈ



લખો." તેથી મેં વિચાર્યું; "કેવી આફત છે: ચાલ, હું એનો પણ પ્રયત્ન કરી લઉં." તમે વિશ્વાસ નહીં કરો, હું તે જ સાંજે બેસી ગયો અને ઘણું બધું લખી નાખ્યું. હા, હું હંમેશાં ખૂબ સરળતાપૂર્વક વિચારી શકું છું. પેલાં બધાં બેરોન બ્રામ્બેઉસનાં નામનાં પુસ્તકો, 'ધી ફ્રિગેટ "હોપ"', 'મોસ્કો ટેલીગ્રાફ'... એ વાસ્તવમાં મારાં લખેલાં છે.

**આન્ના આન્દ્રેયેવ્ના.** શું તમે એમ તો કહેવા નથી માંગતા કે તમે પોતે જ બેરોન બ્રામ્બેઉસ છો?

**ખ્લેસ્તાકોવ.** કેવી રીતે વળી, હું તે તેમનાં લેખો થોડાં ઘણાં સુધારી આપતો હતો. તેના માટે સ્મીર્દીન મને વર્ષનાં ચાળીસ હજાર આવે છે.

**આન્ના આન્દ્રેયેવ્ના.** એમ કહો કે, શું 'યૂરી મિલોસ્લાવ્સ્કી' પણ તમારી કૃતિ છે?

**ખ્લેસ્તાકોવ.** અરે હા, તે પણ મારી કૃતિઓમાંથી એક છે.

**આન્ના આન્દ્રેયેવ્ના.** બિલકુલ! હું જાણતી હતી કે તમારી જ હોવી જોઈએ.

**મારીયા અન્તોનોવ્ના.** પણ મા, તેમાં પૂઠાં પર લખ્યું છે કે તે મિસ્ટર ઝાગોસ્કીને લખ્યું હતું.

**આન્ના આન્દ્રેયેવ્ના.** આ લો: હું જાણતી જ હતી કે અહીં પણ તું વાદવિવાદ કરવા લાગીશ.

**ખ્લેસ્તાકોવ.** હા, બેશક, તે ઝાગોસ્કીને લખેલું છે પણ એક બીજું 'યૂરી મિલોસ્લાવ્સ્કી' છે અને તે મેં લખેલું છે.

**આન્ના આન્દ્રેયેવ્ના.** મને ખાતરી છે કે હું તમારું જ પુસ્તક વાંચી રહી હતી—કેટલું સરસ રીતે લખેલું છે!

**ખ્લેસ્તાકોવ.** મારે એ વાતનો ચોક્કસપણે સ્વીકાર કરવો જોઈએ કે હું માત્ર સાહિત્યને ખાતર જીવી રહ્યો છું. પીટર્સબર્ગમાં મારે સરસ ઘર છે. બધાં એ જાણે છે: "પેલું ઈવાન આલેક્ષાન્દ્રોવિચનું ઘર છે," લોકો કહે છે. (બધાંને સંબોધતાં.) સજ્જનો, જો તમે કદી પીટર્સબર્ગ આવો તો હું આપને મને મળવા આવવા જેટલી ભલમનસાઈ બતાવવાની વિનંતી કરું છું. હું નૃત્ય જલસા પણ યોજું છું.

**આન્ના આન્દ્રેયેવ્ના.** હું આબેહૂબ કલ્પના કરી શકું છું કે તે કેવાં ભવ્ય અને સુસંસ્કૃત હશે!

**ખ્લેસ્તાકોવ.** તે ખરેખર બિલકુલ વર્ણનથી પર છે. ઉદાહરણ તરીકે હું ૭૦૦ રૂબલની કિંમતનાં તડબૂચ ખવડાવું છું. સુપ તો સીધો વાસણમાં પૅરીસમાંથી સ્ટીમર દ્વારા મંગાવવામાં આવે છે અને જ્યારે તેનું ઢાંકણું ઉઘાડો તો તેની સુગંધ તો એવી—કે જેવી આખી દુનિયામાં ક્યાં ન મળે. હું હંમેશાં ક્યાંક ને ક્યાંક નૃત્ય જલસામાં જતો રહું છું. કે પછી અમે ચાર વિસ્ટ રમત રમીએ છીએ: વિદેશ મંત્રી, ફ્રેંચ એલચી, અંગ્રેજ એલચી, જર્મન એલચી અને હું. કોઈક કોઈક વારતો અમે બિલકુલ હોશ ઊડી જવાની તૈયારીમાં હોઈએ ત્યાં સુધી રમતાં રહીએ છીએ. મારાંમાં મારાં ચોથા માળ પરનાં ફ્લેટ સુધી દાદરાં ચઢીને જવા જેટલી અને રસોઈયાને



કહેવા જેટલી શક્તિ રહે છે: "માવ્રુશ્કા, મારો કોટ લે..." ઓ ભગવાન, હું શું કહી રહ્યો છું—મારો ભાવાર્થ છે બેશક પહેલા માળે. કેમ વળી, જીનો એકલો જ મૂલ્યવાન છે... અને હોલ, સવારમાં, અમીરો અને રાજકુમારોનાં અવાજથી ગુંજવા લાગે છે, હું જાણું તે પહેલાંથી જ... ગણ ગણ... બિલકુલ માખીઓનાં બણબણાટની જેમ કોઈક કોઈક વાર તો પ્રધાનમંત્રી પોતે આવે છે...

મેયર અને બીજાં બધાં ભયભીતપણે પોતપોતાની ખુરશી પરથી ઊભાં થઈ જાય છે.

મને કાગળોમાં પણ લખવામાં આવે છે: "મહામાનનીય." એક વખત થોડા સમય માટે હું વિભાગનાં વડા તરીકે હતો. બહુ વિચિત્ર કામ હતું. તે, ડાયરેક્ટર ક્યાંક સાવ જ અદૃશ્ય થઈ ગયો હતો, કોઈપણ જાણતું નહોતું ક્યાં. તેથી બેશક, તેની જગ્યાએ કોણ આવે તે વિષે હંમેશની જેમ ઝઘડો ચાલ્યો. બધાં જ પ્રકારનાં જનરલો આગળ આવ્યાં પણ જેવા તેમણે તેમની પરીક્ષા લીધી કે તરત જ—ના, એ ખરેખર બહુ મુશ્કેલ હતું. પહેલી નજરે તો કોઈપણ વિચારી લે કે કામ બહુ સહેલું હતું—પણ જરા વધારે નજીકથી ધ્યાનપૂર્વક જોઈએ તો—ખરેખર ખૂબ ભારે કામ હતું. તેથી અંતમાં તેમણે મને બોલાવવા માણસ મોકલ્યો. તેમણે આખા શહેરભરમાં સંદેશાવાહકો મોકલ્યા—દૂતો, કુરિયરો, પોરિયાંઓ—તમે કદી કલ્પના પણ નહીં કરી

શકો. બધાં મળીને કુલ ૩૫૦૦૦ સંદેશવાહકો. "ખેર, સમસ્યા શી છે," મેં પૂછ્યું. "ઈવાન આલેક્સાન્દ્રોવિચ, ચાલો અને વિભાગનું કામ હાથમાં લઈ લો!" મારે એટલું તો માનવું જ જોઈએ કે હું થોડો આભો જ બની ગયો હતો. તેમણે મને ગાઉનમાં જ પકડી પાડયો: પહેલાં તો મને ઈનકાર કરી દેવાની ઈચ્છા થઈ પણ પછી મનમાં વિચાર્યું: કદાચ તે ઝારનાં કાન સુધી પહોંચી જશે અને હું મારી કોપિબુકમાં કલંક લગાડવા નહોતો ઈચ્છતો... "ભલે," મેં કહ્યું, "જો તમે આગ્રહ કરતાં હશો તો હું તે કરીશ, પણ હું તમને ચેતવણી આપું છું, હવે તમારાંમાંથી કોઈનો હોઠ સુદ્ધાં ન ફરકવો જોઈએ! તમારે મારી સાથે ઊભા પગે રહેવું પડશે... નહીં તો પછી..." અને મારે અહીં એ અવશ્ય કહ્યું જોઈએ કે જે ક્ષણે હું એ વિભાગમાં પ્રવેશ્યો. તે ક્ષણે એમ લાગતું હતું કે જાણે કોઈ ધરતીકંપ થઈ ગયો: તેઓ બધાં પગથી માથાં સુધી થરથર ધ્રૂજતાં હતાં. તેમનામાંનાં દરેકે દરેક.

મેયર અને તેની ટુકડી ભયથી થથરી ઊઠયાં. ખ્લેસ્તાકોવ હજી વધારે ઉત્તેજિત થઈ રહ્યો હતો.

ના, મને મજાક કરવો નથી ગમતો. મેં તેમનાં બધાંમાં ભગવાનનો ભય પેસાડી દીધો. સરકારી મંત્રીમંડળ સુદ્ધાં મારામાંથી ગભરાય છે. મારે એમ માનવું જ જોઈએ! હું છું જ એવો! હું કદી જવાબમાં ના સાંભળતો જ નથી. મેં બધાંને એમ કહી દીધું હતું.



"હું મારી જાતને સારી રીતે જાણું છું, હા જાણું છું." બધાંનાં બારણાં મારાં માટે હંમેશાં ખુલ્લાં રહેતાં. હું દરરોજ મહેલમાં જતો. આવતીકાલે જ તેઓ મને ફિલ્ડ-માર્શલનાં પદ પર બઢતી આપશે... **(લપસી પડે છે અને બિલકુલ ફર્શ પર લાંબો થઈ જવામાં હતો, પણ અધિકારીઓ તેને પકડી લે છે અને આદરપૂર્વક તેને ટેકો આપે છે.)**

**મેયર. (આગળ ડગલું ભરતાં, પગથી માથાં સુધી થરથર ધ્રૂજતાં, માંડ માંડ બોલી શકે છે.)** પણ-ત-ત-ત... ત

**ખ્લેસ્તાકોવ. (ઝડપથી અને તૂટકપણે.)** આ બધું શું છે?

**મેયર.** પણ ત-ત-ત...ત

**ખ્લેસ્તાકોવ.** તમે જે કંઈ કહી રહ્યા છો તેમાંથી એક શબ્દ પણ હું સમજી શકતો નથી. આ શું બકવાસ છે?

**મેયર.** ત-ત-ત... એક્સ-એક્સલન્સી આરામ કરવો પસંદ કરશે? કક્ષ તૈયાર છે અને તમારી જરૂરની બધી વસ્તુઓ પણ.

**ખ્લેસ્તાકોવ.** કેવો બકવાસ! આરામ કરવો... ભલે, બરાબર છે. જો તમે ઈચ્છતા હોય તો હું આરામ કરવા તૈયાર છું... બહુ સરસ ખાણું હતું, સજ્જનો—બહુ સરસ. હું સંતુષ્ટ છું, સંતુષ્ટ છું. **(આવેશપૂર્વક બોલે છે.)** માછલી! માછલી! **(ઓરડામાં લથડાતો લથડાતો ચાલે છે, તેની પાછળ પાછળ તેને ટેકો આપતો મેયર.)**

## દૃશ્ય VII

**બોબ્ચિન્સ્કી.** (દોબ્ચિન્સ્કીને.) આ ખરો માણસ છે, પ્યોતર ઈવાનોવિચ! સાચુકલા માણસનો અર્થ આને કહેવાય! હું પહેલાં કદાપિ આવાં મહત્ત્વપૂર્ણ વ્યક્તિની સામે આવ્યો નથી! હું તો ભયથી લગભગ અધમૂઓ જ થઈ ગયો હતો. તેની કયો દરજ્જો કહ્યો તમે?

**દોબ્ચિન્સ્કી.** અરે, મને તો લાગે છે લગભગ બિલકુલ જનરલ જ છે.

**બોબ્ચિન્સ્કી.** જનરલ! જનરલ તો પોતાનાં જૂતાંની દોરી પણ ખોલી શકતો નથી. ઓછામાં ઓછો અનેક સેનાઓ ઉપરી સરસેનાપતિ હશે. તમે સાંભળ્યું કેવી રીતે તેણે મંત્રીમંડળમાં પોતાનો રોબ બેસાડયો હતો? ચાલો હવે, આપણે દોડીને જઈએ અને લ્યાપ્કિન-ત્યાપ્કિન તથા કોરોબ્કિનને કહીએ. અમને માફ કરશો, આન્ના આન્દ્રેયેવ્ના.

**દોબ્ચિન્સ્કી.** અમને માફ કરશો, મૅડમ!

દોબ્ચિન્સ્કી અને બોબ્ચિન્સ્કી બહાર જાય છે.

**ચૅરિટિઓનો વૉર્ડન.** (**શાળાઓના ઇન્સ્પેક્ટરને.**) હું તો એકદમ ભયભીત થઈ ગયા છું, બિલકુલ ભયભીત અને હું જાણતો નથી શેનાથી. આપણે આપણાં ગણવેશમાં પણ નહોતાં. જો તે પાછો પોતાનાં ભાગમાં આવી જાય અને પીટર્સબર્ગ રીપોર્ટ મોકલી દેશે તો શું થશે? (**ચિંતાગ્રસ્તપણે શાળાઓના ઇન્સ્પેક્ટરની સાથે બહાર જાય છે.**) અમને માફ કરશો, મૅડમ, અમે જઈશું.

## દૃશ્ય VIII

**આન્ના આન્દ્રેયેવ્ના.** કેવો આકર્ષક છે!

**મારીયા અન્તોનોવ્ના.** કેવો પ્રિયકર!

**આન્ના આન્દ્રેયેવ્ના.** પણ કેવી સુસંસ્કૃત રીતભાવ! તું જોઈ શકે છે કે કેવો સુસંસ્કૃત માણસ છે તે. કેવી છટા અને કુનેહ! આહ, અદ્દ્ભુત! આવી જુવાન વ્યક્તિઓને હું ખૂબ ચાહું છું! અને વળી વધારેમાં તે મારાથી આકૃષ્ટ થયો હતો, મેં એ નોંધ્યું હતું કે તે મારાં પરથી પોતાની નજર હટાવી જ શકતો નહોતો.

**મારીયા અન્તોનોવ્ના.** મા, એ તો મારી તરફ જોઈ રહ્યો હતો.

**આન્ના આન્દ્રેયેવ્ના.** હવે દીકરી, મહેરબાની કરીને તારો લવારો આજે વધારે ન કર. મારી પાસે તેના માટે સમય નથી.

**મારીયા અન્તોનોવ્ના.** ના, મા, તે ખરેખર!

**આન્ના આન્દ્રેયેવ્ના.** ઓ મારાં ભગવાન, ઓ છોકરી, તું કદી ઝઘડાં ઊભાં કરવાનું બંધ નહીં કરે!

તે તારાં તરફ વળી શાના માટે જુએ? તારી તરફ જોવા માટે વળી કયું કારણ હોઈ શકે?

**મારીયા અન્તોનોવ્ના.** હું તને કહું છું કે તે મારી તરફ જોઈ રહ્યો હતો. જ્યારે તેણે પોતાનાં પુસ્તકો વિષે વાતો કરવાનું શરૂ કર્યું ત્યારે સીધું મારી તરફ જોયું હતું અને પછી જ્યારે તે એલચીઓ સાથે વિસ્ટ રમવા વિષેની વાતો કરી રહ્યો હતો ત્યારે પણ મારી તરફ જોતો હતો.

**આન્ના આન્દ્રેયેવ્ના.** ખેર, હોઈ શકે છે કદાચ, તેણે તારી દિશામાં નજર નાંખી હોય પણ તે તો માત્ર તેની નમ્રતા હતી: "અરે હા. થોડી વાર માટે મેં તેની તરફ નજર નાંખી લીધી..."

## દૃશ્ય IX

પગની આંગળીઓ પર ચાલતો મેયર પ્રવેશે છે.

**મેયર.** શઅઅઅ! શઅઅઅ!

**આન્ના આન્દ્રેયેવ્ના.** કેમ!

**મેયર.** ખુશ નથી કે આટલું પીવડાવ્યું. તેણે જે કંઈ કહ્યું તેમાંથી જો અડધું પણ સાચું હોય તો શું? (**વિચારે છે.**) અને શા માટે એ સાચું ન હોવું જોઈએ? જ્યારે કોઈએ બહુ વધારે પડતો પી લીધો હોય ત્યારે હંમેશાં તેનાં મોંમાંથી સાચું જ નીકળી આવે છે. બેશક, તેણે



તેને થોડું કાલ્પનિક વિગતો ભરી વધારે રસિક બનાવી દીધું છે પણ પછી આજકાલનાં દિવસોમાં વળી ક્યાં થોડીઘણી અતિશયોક્તિ ભરી લીટીઓ વિનાનાં ભાષણો સાંભળવા મળે છે. મંત્રીઓ સાથે પત્તાં રમે છે, મહેલમાં બોલાવવામાં આવે છે... હકીકતમાં તો કોઈ વિચારી શકે તેનાં કરતાં પણ ઘણું વધારે છે... મારાં ભગવાન, એનાથી મારું માથું ભમવા લાગ્યું છે; મને એમ લાગે છે કે જાણે હું અણિયાળા મિનારાની ટોચ પર બેઠો છું કે પછી ફાંસીનાં માંચડે ઊભો છું.

**આન્ના આન્દ્રેયેવ્ના.** પણ હું તો તેનાથી જરાપણ ગભરાટ નહોતી અનુભવતી: મેં તો તેનામાં માત્ર એક સારો કેળવણી પામેલો અને સુસંસ્કૃત માણસ જ જોયો છે અને હું તેના હોદ્દાની તો લેશમાત્ર પરવા નથી કરતી.

**મેયર.** આહ, આ તમે—સ્ત્રીઓ! બેશક બધાંને માટે આ એક જ શબ્દ પૂરતો છે! તમે બધી માત્ર નકામી તુચ્છ વાતો જ વિચારી શકો. એ પણ તમે જાણતાં નથી હોતાં કે હવે પછી કયો શબ્દ બકી મારશો અને જે મારાં માથાં પર ભાર નાખશે, નહીં કે તમારાં! જો તેની સાથે આમને આમ વર્તાવ ચાલુ રાખશે તો! જાણે તે કોઈ સાધારણ વ્યક્તિ કે દોબ્ચિન્સ્કી હોય!

**આન્ના આન્દ્રેયેવ્ના.** હું તમને એ વિષે ચિંતા ન કરવાની સલાહ આપું છું. અમે પણ કંઈક તો જાણીએ છીએ... (**દીકરી તરફ જુએ છે**).

**મેયર.** ઉફ્! તમારી સાથે વાત કરવાનો કોઈ લાભ

નથી! કેવી ગૂંચવણ ભરી પરિસ્થિતિ! હું ભયને કારણે હજી સુધી સીધે સીધી રીતે વિચાર કરી શકતો નથી! **(બારણું ખોલે છે અને બારણાંમાંથી જ વાતો કરે છે.)** મીશ્કા, જા દોડ અને પેલાં બે કોન્સ્ટેબલોને અહીં બોલાવી લાવ, તેઓ બહાર ઝાંપા પાસે જ ક્યાંક હશે. **(પળવારની ચૂપકીદી પછી.)** આ બધું દારૂનું કારસ્તાન છે. દેખાવમાં તો તે કંઈ નથી, એટલો દૂબળી—પાતળો અને સુકલકડી જેવો છે. જોતાં તો કોઈ ધારી પણ ન શકે તે તે કોણ હતો! જો તે લશ્કરી માણસ હોત તો કોઈપણ તેને દેખાવ પરથી જુદો પાડી શક્યું હોત પણ આ ફ્રોક કોટમાં તો તે બાંધી દીધેલી પાંખો વાળી માખી જેવો લાગે છે. જો કે તેમ છતાં મારે એટલું તો કહેવું જ જોઈએ કે આજે સવારે વીશીમાં તેણે જબરો રોબ જમાવ્યો હતો. પેલાં બધાં છાપ પાડવા માટેનાં વિશેષ ભાવો અને લા-લા—મેં તેનામાં એક વાર પણ નહોતાં જોયા. પણ અંતમાં તેણે પોતાની જાતને ઉઘાડી પાડી જ દીધી. આ આજકાલનાં જુવાનિયાંઓ કદાપિ પોતાનું મોઢું બહુ વાર સુધી બંધ રાખી નથી શકતાં.



## દૃશ્ય X

ઓસિપ પ્રવેશે છે. તેઓ તેને ઈશારો કરીને બોલાવતાં તેની તરફ દોડી જાય છે.

**આન્ના આન્દ્રેયેવ્ના.** અરે, મારાં ભલા ભા[illegible], આવ!

**મેયર.** શ્અઅઅ! તું! શું? શું? તે ઊંઘે છે?

**ઓસિપ.** હજી નહીં, જરા બગાસું ખાઈને લાંબી તાણી છે હજી.

**આન્ના આન્દ્રેયેવ્ના.** સાંભળ, તારું નામ શું છે?

**ઓસિપ.** ઓસિપ, મૅડમ.

**મેયર.** **(પત્ની અને દીકરીને.)** બહુ થઈ ગયું હવે તમારાં તરફથી! **(ઓસિપને)** મને એમ કહે ભલા માણસ, કે તેને સારી રીતે ખવડાવ્યું-પીવડાવ્યું કે નહીં?

**ઓસિપ.** જી, આભાર, યોર ઓનર, તેમણે ખવડાવ્યું-પીવડાવ્યું. ઘણું સરસ પણ હતું.

**આન્ના આન્દ્રેયેવ્ના.** હવે મને એ કહે. ઘેર, મારી ધારણા છે કે ઘણાં બધાં અમીર ઉમરાવો અને રાજકુમારો તારાં માલિકને મળવા આવતાં હશે, કેમ ખરું ને?

**ઓસિપ (એક બાજુ જોતાં).** હું શું કહું? એમ જોતાં કે તેમણે મને આટલી સારી રીતે ખવડાવ્યું પીવડાવ્યું છે તો પછી પણ એનાથી વધારે સારી રીતે ખવડાવશે. **(મોટેથી.)** હા, મૅડમ, અમારે ત્યાં અમીર ઉમરાવો પણ આવે છે.

**મારીયા અન્તોનોવ્ના.** તે બહુ સોહામણો છે, તારો માલિક, ઓસિપ!

**આન્ના આન્દ્રેયેવ્ના.** હવે મને એમ કહે ઓસિપ કે તારો માલિક...

**મેયર.** બસ હવે બહુ થઈ ગયું! તમે હવે તમારી મૂર્ખામી ભરી વાતોથી વચમાં માત્ર ખલેલ જ પહોંચાડી રહ્યાં છો. ભલા માણસ, મને એમ કહે કે...

**આન્ના આન્દ્રેયેવ્ના.** તારાં માલિકનો હોદ્દો શું છે?

**ઓસિપ.** ઓહ, સામાન્ય રીતે જે હોદ્દો હોય તે.

**મેયર.** ભગવાન ને ખાતર, તમે અને તમારાં મૂર્ખામીભર્યાં સવાલો! શું તમે જોઈ શકતાં નથી કે અમારે ગંભીર બાબત પર ચર્ચા કરવાની છે? હવે મને તારાં માલિક વિષે કહે, શું તે ખરેખર કડક સ્વભાવનો છે? શું તે ખરેખર ખૂબ સોટી મારે છે?

**ઓસિપ.** અરે હા, તે વ્યવસ્થાની બાબતમાં બહુ ચોક્કસ છે. તે બધી વસ્તુઓ બિલકુલ વ્યવસ્થિત રાખવાનું પસંદ કરે છે.

**મેયર.** હું એટલું તો જરૂર કહીશ કે મને તારો ચહેરો ગમે છે. તું મને ભલો માણસ લાગે છે. ખેર હવે...

**આન્ના આન્દ્રેયેવ્ના.** મને એમ કહે ઓસિપ, તે ગણવેશમાં પાછો ઘેર જાય છે કે...

**મેયર.** ચૂપ રહો તમે હવે, બકવાટ કરનારાં ક્યાંકનાં! એક માણસની જિંદગી અહીં જોખમમાં છે... **(ઓસિપને.)** સાંભળ, મારાં મિત્ર, મને તું ખરેખર ખૂબ ગમવા લાગી ગયો છે. હવે જ્યારે માણસ આવાં ઠંડા વાતાવરણમાં મુસાફરી કરી રહ્યો હોય ત્યારે ચાનો એક વધારાનો પ્યાલો હંમેશાં ધરવો જોઈએ. આવે લે તેં ઉઠાવેલી તકલીફનાં બદલામાં થોડા રૂબલ.

**ઓસિપ. (પૈસા લેતાં.)** આપનો ખૂબ ખૂબ આભાર. ગરીબ માણસને મદદ કરવાનાં બદલામાં ભગવાન તમને બદલો વાળો.

**મેયર.** સારું, સારું હવે, હું પોતે પણ ખુશ છું. પણ જો એકાએક...

**આન્ના આન્દ્રેયેવ્ના.** તારાં માલિકને કેવાં પ્રકારની આંખો ગમે છે, ઓસિપ?

**મારીયા અન્તોનોવ્ના.** વહાલાં ઓસિપ, તારાં માલિકને નાનકડું સરસ નાક છે ને!

**મેયર.** હવે બંધ કરો એ બધું! મને બોલવા દો. **(ઓસિપને.)** જોને એમ કહે મારાં મિત્ર, તારાં માલિક ક્યાં પ્રકારની વસ્તુઓને ધ્યાનમાં લે છે, એટલે કે જ્યારે તે પ્રવાસ કરી રહ્યા હોય ત્યારે તેને શું ગમે છે?

**ઓસિપ.** એ તો બધું તે કેવી રીતે વસ્તુઓ તરફ જુએ છે તેનાં પર આધારિત છે. બધાં સૌથી વધારે એને સારું એ લાગે છે કે તેનું સારી રીતે ધ્યાન રાખવામાં આવે અને સારી રીતે મનોરંજન કરવામાં આવે.

**મેયર.** સારી રીતે ધ્યાન રાખવામાં આવે, એમ?

**ઓસિપ.** હા, તેને એ ગમે છે. હવે મને જ લો, હું તો માત્ર નોકર છું પણ તે હંમેશાં એ જુએ છે

કે મારી સાથે સારી રીતે વર્તવામાં આવી રહ્યું છે કે નહીં. ભગવાનનાં સમ! કેટલીક વખત તો અમે જેવાં એક જગ્યાએથી નીકળીએ છીએ કે તરત જ તે મને પૂછે છે: "હા, તો ઓસિપ, તેમણે તારું સારી રીતે ધ્યાન રાખ્યું હતું કે નહીં?" "અરે સાવ ખરાબ રીતે, યોર ઓનર," હું કહીશ. "ખરેખર! તો પછી એ ખરાબ યજમામ છે, ઓસિપ. જ્યારે આપણે ઘેર પહોંચી જઈએ ત્યારે મને તેનું નામ યાદ કરાવજે." પણ સામાન્યપણે હું વિચારું છું **(હાથ હલાવતાં)**, ભગવાન તેનું ભલું કરે! હું તો સાદો સીધો માણસ છું.

**મેયર.** તું બહુ સારો માણસ છે, ઓસિપ. અને તું સારી સમજદારીભરી વાતો કરે છે. મેં તને ચાનો પ્યાલો પીવા કંઈ પૈસા આપ્યાં હતાં, કેમ ખરું ને? હવે હું તને બન માટે થોડાં આપીશ.

**ઓસિપ.** તમે ખૂબ ખૂબ ઉદાર છો, યોર ઓનર. **(પૈસાં ખિસ્સામાં મૂકી દે છે.)** હું તમારાં સ્વાસ્થ્યને નામે પીશ.

**આન્ના આન્દ્રેયેવ્ના.** મારાં કક્ષમાં ચાલ, ઓસિપ. મારી પાસે પણ તારાં માટે કંઈક છે.

**મારીયા અન્તોનોવ્ના.** ઓસિપ, વ્હાલાં ઓસિપ... તારાં માલિકને મારાં વતી ચૂમજે!

બીજાં કક્ષમાંથી ખ્લેસ્તાકોવનો હળવો ખોંખારો સંભળાય છે.

**મેયર.** શઅઅઅ! **(દબાયેલા પગલે ચાલે છે. બધાં ગુસપુસ અવાજે વાતો કરે છે.)** ભગવાનને ખાતર—આપણે બિલકુલ અવાજ ન કરવો જોઈએ! ભાગી જાવ અહીંથી તમે બંને, બહુ થઈ ગયું હવે.

**આન્ના આન્દ્રેયેવ્ના.** ચાલો આપણે જઈએ, માશા! હું તને આપણાં અતિથિ વિષે જે કંઈ ધ્યાનમાં લીધું છે તેમાંથી ક્યાંક કહેવા ઇચ્છું છું, પણ આપણે તદ્દન એકલાં પડીએ ત્યાં સુધી રાહ જોવી પડશે.

**મેયર.** ઓહ, હજી ત્યાં પણ વાતો કરી રહ્યાં છો. આ સ્ત્રીઓ બહુ બોલ બોલ કરે છે **(ઓસિપને સંબોધતાં.)** હવે મારાં મિત્ર...

## દૃશ્ય XI

દેર્ઝીમોર્દા અને સ્વિસ્તુનોવ પ્રવેશે છે.

**મેયર.** ઓ બેડોળ અણઘડો, જૂતાંનો ધમ ધમ અવાજ કરતાં અંદર ચાલ્યા આવો છો! એમ લાગે છે કે જાણે કોઈ ગાડું ભરી લાકડાં ઊતારી રહ્યું હોય! તમે શેતાનાં ક્યાં રખડી રહ્યાં હતાં?

**દેર્ઝીમોર્દા.** જે સૂચનો મળ્યાં હતાં તેનું અમલ કરી રહ્યાં હતાં.

**મેયર.** ચૂપ રહેશો તમે હવે! **(દેર્ઝીમોર્દાનાં મોં પર પોતાનો હાથ જોરથી મૂકે છે.)** કાગડાઓની જેમ કાંઉ કંઉ

કરી રહ્યાં છો! **(તેની નકલ મારે છે.)** સૂચનો મળ્યાં હતાં તેની પર અમલ કરી રહ્યાં હતાં! મોટા મોંનો મૂરખ! **(ઓસિપને સંબોધીને.)** હવે, મારાં મિત્ર, જા તું જલ્દી દોડીને જા અને તારાં માલિક માટે બધું તૈયાર કરી લે. જો કશાંની જરૂર હોય તો ઘરમાંથી માંગી લે જે.

ઓસિપ બહાર જાય છે.

અને તમે બંને જણાં—જાવ અને આગલાં બારણાં પાસે ઊભા રહો અને તસુ ભર હાલતાં નહીં અને કોઈને પણ અંદર આવવા ન દેતાં, વિશેષ કરીને પેલાં શેતાન વેપારીઓને તો નહીં જ! જો તમે તેમનામાંથી ઓછાં ઓછો એકને પણ અંદર આવવા દીધો તો હું તમને જોઈ લઈશ... તેમનામાંથી કોઈને પણ અરજી લઈને આવતો જુઓ કે પછી કોઈ વ્યક્તિ પર શંકા પણ જાય કે તેની પાસે કોઈ ફરિયાદ હશે તો તે જ ક્ષણે તેને ગરદનેથી પકડીને લાત મારી બહાર ભગાડી દેજો! આ પ્રમાણે **(પગ વડે લાત મારી બતાવે છે.)** તમે સાંભળો છો? જાવ ભાગો અહીંથી! શઅઅઅ! શઅઅઅ!.. **(કોન્સ્ટેબલોની પાછળ પાછળ દબાયેલાં પગલે બહાર નીકળી જાય છે.)**



# અંક ચોથો

**મેયર ઘરમાં એ જ કક્ષ.**

## દૃશ્ય I

સાવધાનીપૂર્વક, દબાયેલાં પગલે પ્રવેશ: ન્યાયાધીશ, ચેરિટિઓનો વૉર્ડન, પોસ્ટમાસ્ટર, શાળાઓનો ઈન્સ્પેક્ટર, દોબ્ચિન્સ્કી, બોબ્ચિન્સ્કી, બધાં સંપૂર્ણ ગણવેશમાં. આખું દૃશ્ય ધીમા અવાજમાં ચાલે છે.

**ન્યાયાધીશ. (તેમને બધાંને અર્ધ વર્તુળાકારમાં ગોઠવે છે.)** ભગવાન ને ખાતર, સજ્જનો જરા ઉતાવળ કરો અને લાઈનમાં ગોઠવાઈ જાવ. થોડું શિસ્ત જાળવો, બરાબર છે. એ ન ભૂલો કે આ એક એવો માણસ છે જે મહેલમાં મળવા જાય છે અને ભગવાન આપણને સહાય કરે, મંત્રીમંડળને ઊભાં ઊભાં ધમકાવી નાખે છે! હા તો હવે પછી જમણી બાજુથી આરંભ કરીએ. ના, ના, તમે આ બાજુ આવો ખ્યોતર ઈવાનોવિચ અને તમે ખ્યોતર ઈવાનોવિચ પેલી બાજુ જાવ.

બંને ખ્યોતર ઈવાનોવિચો પગનાં ટેરવાં પર ઉતાવળે જાય છે.

**ચેરિટિઓનો વૉર્ડન.** તમે ઈચ્છો તેમ પણ મારું માનવું છે આપણે કંઈક આયોજન કરવું જોઈએ.

**ન્યાયાધીશ.** શેનું આયોજન કરવું જોઈએ?

**ચેરિટિઓનો વૉર્ડન**. ખેર, તમે જાણો છો હું શું કહેવા ઇચ્છું છું.

**ન્યાયાધીશ**. તેને થોડું સરકાવી દો?

**ચેરિટિઓનો વૉર્ડન**. હા, થોડું તેને સરકાવી પણ દો.

**ન્યાયાધીશ**. કેટલી ભયંકર વાત! તે એક જાણીતી વ્યક્તિ છે, તે છાપરું માથે ઊઠાવી શકે છે. જો કે આપણે તેમ થોડું ગુપ્તપણે કરી શકીએ છીએ—કદાચ એમ કહી શકાય કે એ એક સ્થાનિક સદ્‌ગૃહસ્થો તરફથી કોઈ સાર્વજનિક સ્મારક માટે દાનની રકમ જેવું કંઈક છે.

**પોસ્ટમાસ્ટર**. કે પછી આપણે એમ પણ કહી શકીએ છીએ: "આમ જુઓ, આ થોડાં પૈસાં છે જે ટપાલ મારફતે આવેલાં છે અને આપણો જાણતાં નથી તે કોનાં છે."

**ચેરિટિઓનો વૉર્ડન**. એ જો જો કે તે તમને ક્યાંક દૂર દૂરનાં પ્રાંતમાં ન મોકલી દે! સાંભળો: આવું કામ ખાતાં પીતાં સમાજમાં આવી રીતે ન કરાય. શા માટે આપણે બધાં અહીં જૂથમાં ભેગાં થયાં છીએ? આપણે બધાંએ એક એક કરીને આપણો આદર વ્યક્ત કરવો જોઈએ, તેથી આપણને દરેકને એક પ્રકારનો... તેની સામે જવાનો લ્હાવો મળે અને ત્યાં જેમ ઠીક લાગે તેમ... જેથી કરીને કોઈને કાને વાત જ ન સંભળાય... ખાતાં પીતાં સમાજમાં આવી રીતે કામ કરવામાં આવે



છે. અને મારું વિચારવું છે તમારે સૌથી પહેલાં જવું જોઈએ, અમ્મોસ ફ્યોદોરોવિચ.

**ન્યાયાધીશ**. મારે? ના, ના, મારું વિચારવું છે તમારે પહેલાં જવું જોઈએ. છેવટે તો આપણાં વિશેષ અતિથને તમારી હોસ્પિટલમાં ખવડાવવા-પીવડાવવામાં આવ્યું હતું.

**ચેરિટિઓનો વૉર્ડન**. સાચું પૂછો તો વિજ્ઞાન અને જુવાનોનાં તેજને રજૂ કરતાં લુકા લુકીચ વધારે યોગ્ય રહેશે.

**શાળાઓનો ઇન્સ્પેક્ટર**. હું ન કરી શકું, સજ્જનો. ખરેખર, હું નહીં કરી શકું. તમે જાણો છો, હું એવી રીતે ઊછરેલો—કેળવાયેલો છું. જ્યારે પણ કોઈ મારાંથી એક પગથિયું ઉપરનો કોઈ માણસ મને કંઈક કહે છે ત્યારે હું એકદમ ગભરાઈ જાઉં છું અને મારી જીભ એકદમ સીવાઈ જાય છે. ના, ના, સજ્જનો, તમારે મને માફ કરવો જ પડશે, ખરેખર, હું એમ નહીં કરી શકું!

**ચેરિટિઓનો વૉર્ડન**. ખેર, એ તો માત્ર તમારાં પર છે રહે છે, અમ્મોસ ફ્યોદોરોવિચ. અલંકૃત વાક્યાંશોનાં પારંગત. સિસેરોં પોતે વધારે સારી રીતે કહી શકતા નહોતા.

**ન્યાયાધીશ**. તમે શું કહો છો? હું તમને પૂછું છું: સિસેરો! જુઓ જરા, શું વિચારી કાઢ્યું! માત્ર એ કારણે કે કેટલીક વખત હું મારાં શિકારી કૂતરાંઓથી થોડો આવેશમાં આવી જાઉં છું!

**બધાં**. (તેને વિનંતી કરતાં.) ના, ના, માત્ર તમારાં

કૂતરાંઓ વિષે જ નહીં, તમે કોઈપણ કામ માટે જઈ શકો છો. અમને નીચે ન પડવાં દો, અમ્મોસ ફ્રોદોરોવિચ, અમને એમ દગો ન આપો, અમારા સંરક્ષક બનો! તમારે જ સૌથી પહેલાં જવું જોઈએ.

**ન્યાયાધીશ.** મહેરબાની કરીને છોડી દો એ વાત, સજ્જનો!

આ ક્ષણે ખ્લેસ્તાકોવનાં કક્ષમાંથી પગલાંઓ અને ખોંખારાઓ સંભળાય છે. બધાં બહાર જવાની ચિંતામાં એકબીજાં સાથે અથડાતાં બારણાં તરફ ધસ્યાં. ચીસો સંભળાય છે.

**બોબ્ચિન્સ્કીનો અવાજ.** અરે પ્યોતર ઈવાનોવિચ, પ્યોતર ઈવાનોવિચ! તમે મારાં પગ પર ઊભાં છો!

**ચેરિટિઓના વૉર્ડનનો અવાજ.** મને બહાર નીકળવા દો, સજ્જનો, હવે શાંત થઈ જાવ, તમે તો મને એકદમ કચડી રહ્યાં છો.

"આઇ! ઓય!"ની વધારે ચીસો સંભળાય છે, છેવટે બધાં ધક્કા મુક્કી કરતાં બહાર નીકળી જાય છે અને સ્ટેજ ખાલી થઈ જાય છે.



## દૃશ્ય II

ખ્લેસ્તાકોવ પ્રવેશ કરે છે, એકલો, ધૂંધળી આંખો વાળો.

**ખ્લેસ્તાકોવ.** ખરેખર ચોક્કસ પ્લાસ્ટર લગાડ્યું હશે! મને સમજાતું નથી ક્યાંથી તેમને આ પીંછાની પથારીઓ મળતી હશે, હું તો પરસેવે એવો તો રેબઝેબ થઈ ગયો હતો કે નર્યા રેલા ઊતરતા હતાં. મારાં માથાંમાં ઘંટનાં જેવાં ટક ટક ટકોરાં વાગી રહ્યાં છે—મારી ગણતરી છે કે તેમણે ગઈકાલે ભોજનમાં કંઈક મને ખવડાવી દીધું હતું. એમ લાગે છે કે જાણે હું અહીં સમય સારી રીતે વિતાવી શકીશ. પરોણાગત જેવું દુનિયામાં બીજું કશું નથી, વિશેષ કરીને ત્યારે, જ્યારે તે બીજાં કોઈ અદૃશ્ય હેતુને પાર કરવા નહીં પણ લોકોનાં દિલોની ભલાઈને લીધે જ કરવામાં આવી હોય મેયરની દીકરી પણ કંઈ ખરાબ દેખાવની નથી અને પેલી તેની મા પણ આણીને વખતે ચાલે એવી છે... ના, હું નથી જાણતો, પણ સાચું કહો તો મને આવી જિંદગી ગમે છે.

# દૃશ્ય III

ન્યાયાધીશ પ્રવેશે છે.

**ન્યાયાધીશ. (જેવો તો પ્રવેશે છે તેવો જ રોકાઈ જતાં, મનમાં કહે છે.)** ઓ મારાં ભગવાન, કૃપા કરીને મને સહાય કરો, મારાં ઘૂંટણો જવાબ આપી રહ્યાં છે. **(મોટેથી, પોતાની જાતને સીધી ટટ્ટાર કરતાં અને પોતાનો હાથ તલવાર પર મૂકતાં.)** હું મારો પરિચય આપવાની હિંમત કરી શકું છું: કોલીગીએટ એસ્સેસર અને જિલ્લા અદાલતનો ન્યાયાધીશ લ્યાપ્કિન-ત્યાપ્કિન.

**ખ્લેસ્તાકોવ.** મહેરબાની કરીને બેસો. તો તમે છો અહીંના ન્યાયાધીશ?

**ન્યાયાધીશ.** ૧૮૧૬માં સ્થાનિક સજ્જનોની ઇચ્છા પર ત્રણ વર્ષની અવધિ માટે નિયુક્ત કરવામાં આવ્યો હતો અને હું આ ઓફિસમાં આજ દિવસ સુધી કામ કરી રહ્યો છું.

**ખ્લેસ્તાકોવ.** અને મને એ કહો કે, શું ન્યાયાધીશ હોવું એ લાભકારક છે?

**ન્યાયાધીશ.** નોકરીનાં નવ વર્ષ પછી સત્તાં વાળાઓ તરફથી ભલામણ સાથે સંત વ્લાદીમિર, ચોથી શ્રેણીનો ઇલ્કાબ આવવામાં આવ્યો **(એક બાજુ જોઈને.)** આ પૈસાં મારાં હાથમાં જાણે આગમાં તપતાં હોય તેમ ગરમી આપી રહ્યાં છે.

**ખ્લેસ્તાકોવ.** હા, મને વ્લાદીમિર ગમે છે. સંત



આન્ના ચંદ્રક કરતાં પણ ઘણો મોટો ઇલ્કાબ છે, કેમ, તમારો શો ખ્યાલ છે?

**ન્યાયાધીશ. (પોતાની ભીંચેલી મુઠ્ઠીને થોડી આગળ રાખતાં. એક બાજુ જોઈને.)** મારાં સ્વર્ગલોકનાં વ્હાલા ભગવાન, મને એમ લાગે છે કે હું ધગધગતાં કોલસાની સગડી પર બેઠો છું.

**ખ્લેસ્તાકોવ.** તમારાં પેલાં હાથમાં શું છે?

**ન્યાયાધીશ. (એકદમ ચોંકે છે અને પૈસાં નીચે પડી જાય છે.)** શું? અરે... કશું નથી!

**ખ્લેસ્તાકોવ.** કશું નથી! પણ શું તમારાં હાથમાંથી કંઈ પૈસા નથી પડી ગયાં?

**ન્યાયાધીશ. (આખાને આખા થરથર ધ્રૂજતાં.)** ઓ, ના, ના, સર! બિલકુલ નહીં. **(એક બાજુ જોઈને.)** ઓ મારાં ભગવાન, હવે મારો અદાલતનાં પાંજરાંમાં ઊભા રહેવાનો વારો આવી ગયો સમજો! હું જેલની ગાડીનો ખડખડાટ સાંભળી શકું છું!

**ખ્લેસ્તાકોવ. (પૈસાં ઊપાડી લેતાં.)** તમે જાણો છો આ પૈસાં છે.

**ન્યાયાધીશ. (એક બાજુ જોઈને.)** હવે બધું ખલાસ થઈ ગયું. મારું હવે આવી બન્યું.

**ખ્લેસ્તાકોવ.** હું તમને એમ કહેવા ઇચ્છતો હતો, ન્યાયાધીશ—શા માટે તમે મને થોડાં વખત માટે આ ઉધાર નથી આપતાં?

**ન્યાયાધીશ. (ઉતાવળપૂર્વક.)** કેમ... કેમ... બેશક!

ખૂબ ખુશીપૂર્વક! (**એક બાજુ જોઈને.**) ઓ મા મેરી, મને આમાંથી ઉગારી લે!

**ખ્લેસ્તાકોવ.** વાત જાણે એમ છે કે મેં ઘણાં બધાં રસ્તામાં એક નહીં તો બીજી વસ્તુ પર ખર્ચી નાખ્યાં છે. પણ હું તમને જેવાં મારે ઘેરથી આવશે કે તરત જ પાછાં આપી દઈશ.

**ન્યાયાધીશ.** અરે, યોર એક્સલન્સી, મહેરબાની કરીને હવે બીજો કશો વિચાર ન કરો—ગમે તેમ એ તો મારાં માટે બહુ મોટા માનની વાત છે. હું તો આખો વખત મથી રહ્યો છું—સત્તાંવાળાઓની સેવા કરવા માટે... મારાં સામર્થ્યની સંપૂર્ણ સીમા સુધી, જો કે તે ઘણી કમજોર હોઈ શકે છે... (**પોતાની ખુરશીમાંથી ઊભાં થતાં અને અદબપૂર્વક ઊભાં રહેતાં.**) મારે હવે મારી હાજરીથી આપને વધારે તકલીફ આપવાની ધૃષ્ટતા ન કરવી જોઈએ. મારાં માટે કોઈ સૂચનો છે, યોર એક્સલન્સી?

**ખ્લેસ્તાકોવ.** સૂચનો?

**ન્યાયાધીશ.** જિલ્લા અદાલત માટે?

**ખ્લેસ્તાકોવ.** શા માટે નહીં, મને હવે જિલ્લા અદાલતની કોઈ જરૂર નહીં પડે.

**ન્યાયાધીશ.** (**ઝૂકીને નમન કરતાં બહાર નીકળે છે, એક બાજુ જોઈને.**) આહ! ભગવાન તારું ભલું થાય—મારો દિવસ બચી ગયો!

**ખ્લેસ્તાકોવ.** (**ન્યાયાધીશનાં બહાર નીકળી જતાં.**) સરસ માણસ હતો, પેલો ન્યાયાધીશ!



## દૃશ્ય IV

પોસ્ટમાસ્ટર અક્કડપણે ગણવેશમાં પોતાની તલવાર પકડીને પ્રવેશે છે.

**પોસ્ટમાસ્ટર.** શું હું અંદર આવી પોતાનો પરિચય આપી શકું છું: પોસ્ટમાસ્ટર અને સલાહકાર શ્પ્યોકિન.

**ખ્લેસ્તાકોવ.** આપને મળીને ખૂબ આનંદ થયો. સારી સોબત કરતાં વધારે સારું મને બીજું કશું નથી લાગતું. મહેરબાની કરીને બેસો. આખી જિંદગી અહીં જ વિતાવી લાગે છે તમે, કેમ ખરું ને?

**પોસ્ટમાસ્ટર.** બિલકુલ સાચું, સર.

**ખ્લેસ્તાકોવ.** મારે ચોક્કસપણે એટલું તો કહેવું જ જોઈએ કે હું તમારાં શહેરથી અત્યંત પ્રભાવિત થયો છું. બેશક, અહીં વસ્તી વધારે નથી—પણ તો શું થયું? આ મુખ્ય શહેર તો નથી. કેમ ખરું ને? હું કહું છું, આ રાજધાની નથી, કેમ ખરું ને?

**પોસ્ટમાસ્ટર.** એ તદ્દન સાચું છે, સર.

**ખ્લેસ્તાકોવ.** બેશક, માત્ર રાજધાનીમાં જ અદ્યતન ફેશવાળો સમાજ જોવા મળે છે અને કોઈ પણ પ્રાંતીય અણઘડ ગામડિયાઓથી ભાગી છૂટે છે. શું એમ નથી? તમારો શો વિચાર છે?

**પોસ્ટમાસ્ટર.** ઓહ, તદ્દન સાચું, સર. (**એક બાજુ**

**જોઈને.**) તે જરા પણ ઊંચો અને શક્તિશાળી નથી. બધાં વિષે મારો મત પૂછે છે.

**ખ્લેસ્તાકોવ.** પણ તેમ છતાંય, કોઈપણ વ્યક્તિ નાનકડાં શહેરમાં સારો એવો સંપન્ન રહી શકે છે, તમારું માનવું એમ નથી?

**પોસ્ટમાસ્ટર.** હા, હા, તદ્દન સાચું, સર.

**ખ્લેસ્તાકોવ.** મારો કહેવાનો ભાવાર્થ છે કે તમે શેના માટે માગણી કરો છો તેના પર આધારિત છે. ખરેખર તો કોઈપણ વ્યક્તિને જરૂર છે માત્ર થોડાં આદરની અને થોડી સાચાં પ્રેમસભર લાગણીની—શું તમે એમ નથી વિચારતાં?

**પોસ્ટમાસ્ટર.** બિલકુલ મારો પોતાનો અભિપ્રાય છે, સર.

**ખ્લેસ્તાકોવ.** મારે ખરેખર સ્વીકારવું જોઈએ કે મને એ વાતની અત્યંત ખુશી છે કે તમારો અભિપ્રાય પણ મારાં જેવો જ છે. લોકો ઘણી વાર વિચારે છે કે હું થોડો વિચિત્ર માણસ છું પણ એ માત્ર મારી પોતાની ઢંગ છે. (**તેની આખોમાં જોતાં, પોતાની જાતને.**) કદાચ આ એક પણ અસર પાડવા માટે સારો છે. (**મોટેથી.**) વાત એમ છે, કે એ અત્યંત વિશિષ્ટ વાત છે પણ અહીં આવવા સુધી રસ્તામાં હું બિલકુલ સાફ થઈ ગયો છું. એક કોપેક પણ બચ્યો નથી. કલ્પના કરો છો! તમે મને ત્રણસો રૂબલ ઉધારતો નહીં આપી શકો?

**પોસ્ટમાસ્ટર.** શું? શા માટે નહીં, અત્યંત ખુશીપૂર્વક



આ કંઈ વાત થઈ, સર. તમારી સેવા કરતાં અત્યંત ખુશી અનુભવું છું.

**ખ્લેસ્તાકોવ.** હું આપનો ખૂબ ખૂબ આભારી છું. મારે ચોક્કસપણે એમ સ્વીકારવું જોઈએ કે જ્યારે હું પ્રવાસ કરી રહ્યો હોઉં ત્યારે મારી જાતને ઈનકાર કરવાને તિરસ્કારું છું. ગમે તેમ પણ શા માટે મારે એમ કરવું? કેમ તમે મારી સાથે સંમત નથી?

**પોસ્ટમાસ્ટર.** અરે, સંપૂર્ણપૂર્ણ, સર. (**ઊભો થાય છે, પોતાની જાતને એકદમ ટટ્ટાર સીધી કરે છે અને તલવાર પર હાથ મૂકે છે.**) મારે તમને મારી હાજરીથી વધારે તકલીફ આપવાની ધૃષ્ટતા ન કરવી જોઈએ. ટપાલ કચેરીનાં સત્તાવાળાંઓને કોઈ સૂચનો પહોંચાડવાનો આદેશ છે, યોર એક્સલન્સી?

**ખ્લેસ્તાકોવ.** ના, ના, બિલકુલ નહીં.

પોસ્ટમાસ્ટર ઝૂકીને નમન કરી બહાર નીકળી જાય છે.

(**સિગારેટ સળગાવતાં.**) પેલો પોસ્ટમાસ્ટર પણ ખરાબ માણસ નથી. કોઈપણ ભોગે છે પરગજૂ. એવાં માણસો મને ગમે છે.

## દૃશ્ય V

શાળાઓનો ઈન્સ્પેક્ટરને કક્ષમાં એકદમ ધકેલવામાં આવે છે. તેની પાછળ ગુસપુસ અવાજ સંભળાય છે, "ડરે છે શાનો, અંદર જા!"

**શાળાઓનો ઈન્સ્પેક્ટર (પોતાની જાતને એકદમ સીધી કરતાં, થરથર ધ્રૂજતાં અને પોતાની તલવારને મુઠ્ઠીમાં ભીંચતા).** મને પોતાનો પરિચય આપવાની રજા આપો: સલાહકારનો ખિતાબ પ્રાપ્ત ખ્લોપોવ, શાળાઓનો ઈન્સ્પેક્ટર.

**ખ્લેસ્તાકોવ.** હું અત્યંત ખુશ છું! બેસો, બેસો. સિગારેટ લેશો? **(તેને સિગારેટ આપે છે.)**

**શાળાઓનો ઈન્સ્પેક્ટર. (અનિશ્ચયમાં પોતાના મનમાં કહે છે.)** ઓ ભગવાન! આવી ધારણા તો કદી નહોતી રાખી! હું લઉં કે ન લઉં?

**ખ્લેસ્તાકોવ.** આવો, આવો, એક લઈ લો, આ નાનકડી સિગારેટો એટલી ખોટી નથી. બેશક પીટર્સબર્ગની સિગારેટોની બરાબરીની તો નથી. મારાં માટે સો સિગારેટનાં ૨૫ રૂબલ ચૂકવ્યાં છે. જ્યારે તેનું ધૂમ્રપાન કરો ત્યારે હાથને ચૂમવાનું મન થઈ જાય. આ લો, સળગાવો. **(તેને મીણબત્તી આપે છે.)**

શાળાઓનો ઈન્સ્પેક્ટર તે સળગાવવાનો પ્રયત્ન કરે છે અને હલાવવાનું શરૂ કરે છે.

**ખ્લેસ્તાકોવ.** એ ખોટી બાજુ છે!



**શાળાઓનો ઈન્સ્પેક્ટર. (ભયમાં સિગારેટ પડી જાય છે, થૂંકે છે અને નિરાશામાં પોતાની જાતને કહે છે.)** ઓ મારાં ભગવાન, ફરીથી મારું શાપિત શરમાળપણું બધું સત્યાનાશ વાળી દીધું.

**ખ્લેસ્તાકોવ.** હું જોઈ શકું છું કે તમે સિગારેટનાં પરીક્ષક નથી. મને ડર છે કે તે મારી નબળાઈઓમાંથી એક છે. તે અને બેશક ખૂબસૂરત જાતિ. હું ખૂબસૂરત સ્ત્રીને જોઈને પોતાની જાતને રોકી શકતો નથી. તમારાં વિષે શું? તમે શું પસંદ કરો છો: ખૂબ સૂરત સુંદરીઓ કે ઘઉંવર્ણી સ્ત્રી?

શાળાઓનો ઈન્સ્પેક્ટર તો જવાબ આપવામાં સંપૂર્ણપણે મૂંઝવણમાં પડી ગયો.

હું પૂછું છું કે તમે શું કઈ પસંદ કરશો, ખૂબસૂરત સ્ત્રીઓ કે ઘઉંવર્ણી સ્ત્રીઓ?

**શાળાઓનો ઈન્સ્પેક્ટર.** હું જાણવાની ધૃષ્ટતા નહીં કરી શકું, સર.

**ખ્લેસ્તાકોવ.** ના, ના મુદ્દાને ટાળવાનો પ્રયત્ન ન કરો! હું તમારી પસંદગીનો અભિપ્રાય જાણવા ઉત્કંઠિત છું.

**શાળાઓનો ઈન્સ્પેક્ટર.** સર... યોર એક્સલન્સી... હું એ સ્વીકારવાની વિનંતી કરું છું... **(એક બાજુ જોઈને.)** ઓ સર્વશક્તિમાન ભગવાન, હું શું કહી રહ્યો છું!

**ખ્લેસ્તાકોવ.** હા! તમે આગળ નહીં કહી શકો. સ્પષ્ટપણે તમે કોઈક નાનકડી ઘઉંવર્ણી સ્ત્રીની જાળમાં

ફસાયા લાગો છો. કેમ ખરી વાત છે ને? ખુલ્લાં દિલે કહો!

શાળાઓનો ઈન્સ્પેક્ટર અવાક છે.

**ખ્લેસ્તાકોવ.** આહા! તમારાં ચહેરા પર શરમનાં શેરડાં પડી રહ્યાં છે! શા માટે તમે મને નથી કહેતાં?

**શાળાઓનો ઈન્સ્પેક્ટર.** હું ગભરાતો હતો, યોર, ઓન... યોર એક્સ... યોર હાઈન... **(એક બાજુ જોઈને.)** મારી ગૂંચવણમાં પડી ગયેલ જીભ ફરીથી મને નીચો પાડી દેશે!

**ખ્લેસ્તાકોવ.** ગભરાતો હતો, અંહ? હા, મારી આંખોમાં જ કંઈક એવું છે જેનાથી લોકોનાં દિલમાં ભય જાગૃત થઈ જાય છે. ઓછામાં ઓછું હું એટલું જરૂર જાણું છું કે આખી દુનિયામાં એક પણ સ્ત્રી તેમને સહી શકે નહી, કેમ ખરું ને?

**શાળાઓનો ઈન્સ્પેક્ટર.** અરે હા, તદ્દન સાચું છે, સર.

**ખ્લેસ્તાકોવ.** તમે જાણો છો કે એ અત્યંત વિલક્ષણ વાત છે, હું તદ્દન કંગાળ થઈ ગયો છું. રસ્તામાં ઘણાં બધાં પૈસા ખર્ચી નાંખ્યાં. તમે મને ત્રણસો રૂબલ ઉધાર નહીં આપી શકો?

**શાળાઓનો ઈન્સ્પેક્ટર.** **(પોતાનાં ખિસ્સાંઓ ફંફોળતા, પોતાને કહે છે.)** ક્યાં છે? મેં ખોઈ નાખ્યા, ખોઈ



નાંખ્યા! ઓહ, ભગવાનનો પાડ, આ રહ્યાં. **(નોટો બહાર કાઢે છે અને થરથર ધ્રૂજતાં તેના હાથમાં આપે છે.)**

**ખ્લેસ્તાકોવ.** આપનો ખૂબ ખૂબ આભારી છું.

**શાળાઓનો ઈન્સ્પેક્ટર.** **(પોતાની જાતને સીધી ટટ્ટાર કરતાં, હાથ તલવાર પર.)** મારે હવે અહીં હાજર રહીને તમને વધારે તકલીફ આપવાની ધૃષ્ટતા ન કરવી જોઈએ.

**ખ્લેસ્તાકોવ.** ખુશી મનાવો, તો પછી.

**શાળાઓનો ઈન્સ્પેક્ટર.** **(એક બાજુ જોઈને, લગભગ જોશમાં આવીને દોડ લગાવતાં.)** હાશ, ભગવાનનો પાડ! હવે આશા રાખો કે હવે તે ક્લાસરૂમો પણ જોવા ન ઈચ્છે. **(બહાર નીકળી જાય છે.)**

## દૃશ્ય VI

ચેરિટિઓનો વૉર્ડન પ્રવેશે છે, અકડાઈપૂર્વક ઊભાં રહેતાં, હાથ તલવાર પર.

**ચેરિટિઓનો વૉર્ડન.** હું મારો પરિચય આપવાનું માન પામી શકું છું, એક્સલન્સી: ચેરિટિઓનો વૉર્ડન, સલાહકાર ઝેમ્લ્યાનીકા.

**ખ્લેસ્તાકોવ.** કેમ છો. કૃપા કરીને બેસો.

**ચેરિટિઓનો વૉર્ડન.** મારાં અમલ હેઠળની ધર્માદા

સંસ્થાઓમાં આપને વ્યક્તિગત રીતે આવકારવાનું મને થોડા વખત પહેલાં જ માન પ્રાપ્ત થયું હતું.

**ખ્લેસ્તાકોવ.** તમે એમ કર્યું હતું. મને યાદ છે. તમે અમને બહુ સરસ ભોજન કરાવ્યું હતું.

**ચેરિટિઓનો વૉર્ડન.** દેશની સેવામાં મથવાનો પ્રયત્ન કરવામાં સમર્થ બનવું એ બહુ મોટું માન છે.

**ખ્લેસ્તાકોવ.** મારે એ ચોક્કસપણે સ્વીકારવું જોઈએ—એ મારી નબળાઈ છે—મને સારી રસોઈ ખૂબ ગમે છે. એમ કહો કે, શું તમે ગઈકાલે કદમાં થોડાં નીચા નહોતા લાગતાં?

**ચેરિટિઓનો વૉર્ડન.** સંપૂર્ણપણે સંભવિત છે. **(ટૂંકી ચૂપકીદી.)** હું મારી ફરજ બજાવવામાં કદી કોઈ કસર બાકી છોડતો નથી. **(તેની ખુરશીની નજીક પોતાની ખુરશી ખસેડે છે અને દબાયેલા અવાજે વાતચીત કરે છે.)** બીજું વધારેમાં એ કહેવાનું કે અહીંનો પોસ્ટમાસ્ટર બિલકુલ કશું જ કરતો નથી: પોતાની આંગળી સુદ્ધાં ઊંચી કરતો નથી. ટપાલ સેવામાં ભયંકર વિલંબો થાય છે... તમે જાતે તપાસ કરી શકો છો. અને ન્યાયાધીશ પણ, જે મારાં પહેલા અહીં આવ્યો હતો, પોતાનો આખો વખત સસલાંઓનો શિકાર કરવામાં વીતાવે છે, અદાલતમાં કૂતરાંઓ રાખે છે. અને તેની વ્યક્તિગત જિંદગી, જો હું તમારી હાજરીમાં આવી વાતોનો ઉલ્લેખ કરવાની હિંમત કરું તો—અને ખરેખર મારે કરવી જ જોઈએ, ઓછામાં ઓછું રાષ્ટ્રનાં હિતને ખાતર પણ, પછી ભલેને તે મારો મિત્ર અને સગો હોય તો પણ—



તેની વ્યક્તિગત જિંદગી તદ્દન શરમભરી છે. અહીં એક જમીનદાર છે—જેનું નામ દોબ્ચિન્સ્કી છે—મારું માનવું છે આપ તેને મળી ચૂક્યાં છો—ખેર, જે ક્ષણે દોબ્ચિન્સ્કી ઘર છોડીને બહાર નીકળે છે તેવો જ ન્યાયાધીશ તેની પત્ની પાસે જાય છે—એ સાચું છે, હું સોગંદ ખાઈને કહું છું... અને તેનાં બાળકોને તમારે જોવાં જોઈશે; તેમનામાંથી એક પણ દોબ્ચિન્સ્કી જેવું દેખાતું નથી: છોકરી સુદ્ધાં તે બધાં ન્યાયાધીશને મળતાં આવે છે.

**ખ્લેસ્તાકોવ.** શું તે હકીકત છે? હું તો કદાપિ વિશ્વાસ જ ન કરી શકું!

**ચેરિટિઓનો વૉર્ડન.** અને જ્યાં સુધી આપણાં શાળાઓનાં ઈન્સ્પેક્ટરની વાત છે... મને બિલકુલ સમજાતું નથી કે કેવી રીતે સત્તાવાળાંઓ તેને એ પદે નિયુક્ત કરી શક્યાં હશે. તે તો જેકોબીન કરતાં પણ વધારે ખરાબ છે. અને તે અમારાં બાળકોનાં ભેજાઓમાં એવાં વિધ્વંસક વિચારો ભરે છે કે જેનાં વિષે હું મારાં સ્વમુખે તમને કહી પણ શકતો નથી! યોર એક્સલન્સી કદાચ મને લિખિત રૂપે આ આપવાનું વધારે પસંદ કરશે?

**ખ્લેસ્તાકોવ.** હા, હા, ચોક્કસ તેમ કરો. એ તો બહુ સારું રહેશે. જ્યારે હું કંટાળો અનુભવું છું ત્યારે કંઈક રમજકારક વાંચન કરવું મને ખૂબ ગમે છે... ફરીથી પૂછું છું, આપનું નામ શું છે? મારી યાદદાસ્ત તો તમે જાણો છો...

**ચેરિટિઓનો વૉર્ડન**. ઝેમ્લ્યાનીકા.

**ખ્લેસ્તાકોવ**. અરે હા! ઝેમ્લ્યાનીકા. અને મને એ તો કહો, તમારે કોઈ બાળકો છે?

**ચેરિટિઓનો વૉર્ડન**. અરે... હા, પાંચ યોર એક્સલન્સી, બે તો મોટાં થઈ ચૂક્યાં છે.

**ખ્લેસ્તાકોવ**. તમે કંઈ કહેતાં નથી! અને તેમનાં... તેમ?...

**ચેરિટિઓનો વૉર્ડન**. શું યોર એક્સલન્સી તેમનાં નામ પૂછવાં જેટલાં મહેરબાન છે?

**ખ્લેસ્તાકોવ**. હા, ખરેખર તેમનાં નામ શું છે?

**ચેરિટિઓનો વૉર્ડન**. નિકોલાઈ, ઇવાન, યેલિઝાવેતા, મારીયા અને પેરીપેતુઈયા.

**ખ્લેસ્તાકોવ**. એ પણ ખૂબ સરસ છે.

**ચેરિટિઓનો વૉર્ડન**. મારે હવે પોતાની હાજરીથી આપને તકલીફ આપવાની અને આપનો કિમતી સમય લેવાની ધૃષ્ટતા ન કરવી જોઈએ જે પવિત્ર ફરજો માટે સમર્પિત છે... (**નમીને અભિવાદન કરતાં બહાર જવા લાગે છે.**)

**ખ્લેસ્તાકોવ**. (**તેની સાથે સાથે થતાં.**) ના, ના, બિલકુલ નહીં, તમે જે કંઈ કહ્યું તે અત્યંત મનોરંજક હતું. કૃપા કરીને ફરી કોઈવાર આવજો... મને ખૂબ આનંદ થશે... (**પાછો ફરે છે અને બારણું ખોલતાં, તેને પાછળથી બૂમ પાડે છે.**) એય, તમે! શું કહ્યું હતું તમે તમારું નામ? હું તમારાં ખ્રિસ્તી નામો યાદ રાખી શકતો નથી.



**ચેરિટિઓનો વૉર્ડન**. આર્તેમી ફિલિપ્પોવિચ.

**ખ્લેસ્તાકોવ**. હા, તો આમ જુઓ, આર્તેમી ફિલિપ્પોવિચ, વાત એમ છે કે તમે વિશ્વાસ તો નહીં કરો પણ હકીકતમાં અત્યારે મારાં હાથમાં એક પણ રોકડો રૂબલ નથી. ખિસ્સામાં કોપેક સુદ્ધાં નથી રહ્યો. શું તમે મને થોડા ઉધાર નહીં આપી શકો—એમ કહો કે ચારસો એક રૂબલ જેટલાં?

**ચેરિટિઓનો વૉર્ડન**. હા, હા, હવે તમે કોઈ ખરી વાત કહી. આ લો.

**ખ્લેસ્તાકોવ**. ઓહ, કેવો નસીબનો ફટકો છે હવે! હું તમારો ખૂબ ખૂબ આભારી છું.

ચેરિટિઓનો વૉર્ડન બહાર નીકળી જાય છે.

## દૃશ્ય VII

બોબ્ચિન્સ્કી અને દોબ્ચિન્સ્કી પ્રવેશે છે.

**બોબ્ચિન્સ્કી**. હું પોતાનો પરિચય આપવાનું માન ઊઠાવી શકું છું: પ્યોતર ઇવાનોવિચ બોબ્ચિન્સ્કી, સ્થાનિક રહેવાસી.

**દોબ્ચિન્સ્કી**. જમીનદાર પ્યોતર ઇવાનોવિચ દોબ્ચિન્સ્કી.

**ખ્લેસ્તાકોવ.** અરે હા, તમને પહેલાં જોવા છે. જે પડી ગયાં હતાં તે તમે હતાં તે? નાક કેવું છે હવે?

**બોબ્ચિન્સ્કી.** ઓ, મહેરબાની કરીને મારાં કારણે આપ પોતાની જાતને તકલીફ ન આપો. હવે તો ભગવાનની દયાથી તદ્દન સૂકાઈ ગયું છે!

**ખ્લેસ્તાકોવ.** સૂકાઈ ગયું છે, એમ? એ બહુ સારી વાત છે. **(અચકાતાં અચકાતાં.)** તમારી પાસે થોડા પૈસાં છે?

**બોબ્ચિન્સ્કી.** પૈસા? કેવાં પૈસાં?

**ખ્લેસ્તાકોવ (ઝડપથી અને મોટેથી).** ઉધાર માટે હજાર રૂબલ જેટલાં.

**બોબ્ચિન્સ્કી.** ભગવાનનાં સમ ખાઈને કહું છું, મારી પાસે એટલા બધાં નથી. તમારી પાસે છે, પ્યોતર ઈવાનોવિચ.

**દોબ્ચિન્સ્કી.** મારી પાસે પણ એટલા નથી કારણ કે મારાં પૈસા, જો યોર એક્સલન્સી એ વાતમાં રસ ધરાવવા જેટલાં સારાં હોય તો, લોક ધર્માદા સંસ્થાઓનાં મંડળમાં રોકાયેલા છે.

**ખ્લેસ્તાકોવ.** ખરે, જો તમારી પાસે હજાર ન હોય તો તમે સોએક આપી શકો છો.

**બોબ્ચિન્સ્કી.** **(ખિસ્સાઓમાં ફંફોળતા.)** તમારી પાસે સો જેટલાં છે, પ્યોતર ઈવાનોવિચ? મારી પાસે તો કુલ ચાળીસ જ છે.

**દોબ્ચિન્સ્કી.** **(પોતાનાં ખિસ્સાં તપાસતાં.)** પચ્ચીસ રૂબલ છે, બસ.



**બોબ્ચિન્સ્કી.** જરા વધારે સારી રીતે જુઓ પ્યોતર ઈવાનોવિચ! હું જાણું છું કે તમારાં જમણાં ખિસ્સામાં કાણું છે અને કદાચ થોડાં અસ્તરમાં સરકી ગયાં ન હોય.

**દોબ્ચિન્સ્કી.** **(જોતાં.)** ના, ખરેખર નથી. મને ડર છે કે ત્યાં કશું નથી.

**ખ્લેસ્તાકોવ.** ખેર, કશો વાંધો નથી. તમારી પાસે જેટલાં છે તેનાથી જ હું ચલાવી લઈશ. મને પાંસઠ રૂબલ આપી દો. કશો વાંધો નથી. **(પૈસાં લે છે.)**

**દોબ્ચિન્સ્કી.** હું કંઈક વધારે પડતી નાજુક બાબતમાં અનુસંધાનમાં યોર એક્સલન્સીની સહાયતા માંગવા જેટલી હિંમત કરી શકું છું?

**ખ્લેસ્તાકોવ.** અને તે શું છે?

**દોબ્ચિન્સ્કી.** તે ખરેખર અત્યંત નાજુક છે, યોર એક્સલન્સી: વાત જાણે એમ છે કે મારો સૌથી મોટો દીકરો, જો તમે એ વાક્ય માટે મને માફ કરો તો, તે લગ્ન સંબંધ પહેલાં જન્મ્યો હતો.

**ખ્લેસ્તાકોવ.** ખરેખર?

**દોબ્ચિન્સ્કી.** એટલે કે કહેવાની રીતમાં એ એમ છે, પણ તે મારાંથી જ જન્મ્યો છે એ તદ્દન એટલું જ સાચું છે, બિલકુલ જાણે લગ્નસંબંધમાં જ જન્મ્યો હોય તેમ. અને એ બધું જો તમે મારો ભાવાર્થ સમજતાં હોય તો યોર એક્સલન્સી, જેમ સામાન્યપણે થવું જોઈએ તેમ લગ્નસંબંધ કાયદેસર રીતે પૂરો થઈ ગયો. અને તેથી હવે, જો આપ હું શું કહેવા ઈચ્છું છું તે સમજવા

જેટલાં ભલાં થાવતો, હું તેને કાયદેસર રીતે મારો દીકરો બનાવવા અને તેને મારું નામ દોબ્ચિન્સ્કી લેવા દેવાનો હક્ક આપવા ઇચ્છું છું.

**ખ્લેસ્તાકોવ.** સરસ, ભલે તે લે! એમાં વળી કઈ મોટી સમસ્યા છે?

**દોબ્ચિન્સ્કી.** મેં આપને આના માટે તકલીફ ન આપી હોત પણ વાત એમ છે કે તે એવો તો બુદ્ધિશાળી છોકરો છે કે તેના માટે દુઃખ થાય છે! તે કવિતાઓ કડકડાટ કહી સંભળાવી શકે છે અને જો તેનાં હાથમાં ચપ્પુ આવી જાય તો તે નાનકડો ઘોડો અને ગાડી પણ કોઈપણ જાદુગર જેટલી ઝડપથી કોતરી આપી શકે છે! પ્યોતર ઇવાનોવિચ મારી વાતનાં ખરાપણાની પુષ્ટિ આપી શકે છે!

**બોબ્ચિન્સ્કી.** હા, તે બુદ્ધિશાળી છોકરો છે!

**ખ્લેસ્તાકોવ.** સરસ! સરસ! હું મારાંથી બનતું બધું કરીશ. હું વાત કરીશ... હું પ્રયત્ન કરીશ... હું કંઈક નિશ્ચિત કરી આપીશ, હા... (**બોબ્ચિન્સ્કી તરફ ફરે છે.**) અને તમે મને કંઈ કહેવા ઇચ્છો છો?

**બોબ્ચિન્સ્કી.** ખરેખર તો હું અત્યંત નમ્રતાપૂર્વક આપને એક વિનંતી કરવા ઇચ્છું છું.

**ખ્લેસ્તાકોવ.** તે શું છે?

**બોબ્ચિન્સ્કી.** જ્યારે તમે પીટર્સબર્ગ પાછાં ફરો ત્યારે હું પેલાં બધાં મહાન લોકોને, પેલાં સેનેટરો અને સેનાપતિઓને માત્ર એટલું કહેવાની વિનંતી કરું છું કે: "યોર હાઇનેસ કે યોર એક્સલન્સી કે પછી જે કોઈ



હોય તે... ફલાણાં ફલાણાં શહેરમાં પ્યોતર ઇવાનોવિચ બોબ્ચિન્સ્કી નામે એક માણસ રહે છે." તેમને માત્ર એટલું કહેજો: "ત્યાં પ્યોતર ઇવાનોવિચ બોબ્ચિન્સ્કી નામે માણસ રહે છે."

**ખ્લેસ્તાકોવ.** ઘણું સરસ.

**બોબ્ચિન્સ્કી.** અને જો હિઝ મેજેસ્ટી સાથે ભેટો થઈ જાય તો, જો તમે તેમની સમથી માત્ર એટલો ઉલ્લેખ કરી શકો કે... માત્ર એટલું કહી શકો: "યોર ઇમ્પીરીયલ હાઇનેસ, ફલાણાં ફલાણાં શહેરમાં પ્યોતર ઇવાનોવિચ બોબ્ચિન્સ્કી નામે માણસ રહે છે."

**ખ્લેસ્તાકોવ.** ઘણું સરસ.

**દોબ્ચિન્સ્કી.** અમારી હાજરીથી આપને આ પ્રમાણે તકલીફ આપવા બદલ અમને માફ કરો.

**બોબ્ચિન્સ્કી.** અમારી હાજરીથી આપને આ પ્રમાણે તકલીફ આપવા બદલ અમને માફ કરો.

**ખ્લેસ્તાકોવ.** મહેરબાની કરીને એમ ન કહો! એ તો આનંદની વાત છે. (**તેમને બહાર જવા હાથ વડે રસ્તો બતાવે છે.**)

## દૃશ્ય VIII

**ખ્લેસ્તાકોવ.** અહીં ઘણાં બધાં અધિકારીઓ છે. એમ લાગે છે કે તેઓ મને કોઈ સરકારી માણસ તરીકે ગણી

રહ્યાં છે. મારું ધારવું છે કે ગઈકાલે મેં તેમના પર થોડો રૂઆબ નાખ્યો હતો. કેવાં લોકો છે! મારે ચોક્કસપણે પીટર્સબર્ગમાં ત્ર્યાપિચ્કિનને લખીને આ બધાં વિષે જણાવવું જોઈએ: તે પેલાં લેખો લખે છે, તે ખરેખર આવાં પ્રકારનાં શહેરમાં જઈ શકે છે! એય, ઓસિપ! મારાં માટે કાગળ અને સહી લઈ આવ.

ઓસિપ બારણાંમાંથી માથું કાઢીને કહે છે: "હમણાં જ લાવ્યો."

એક વખત અનુભવી ત્ર્યાપિચ્કિનની દાઢમાં કોઈ આવી ગયું તો તે ખરેખર તેનાં ચીંથરાં ઊડાડી દે છે. એક મજાક માટે ને પોતાનાં સગા બાપને પણ છોડતો નથી અને તેને પૈસાં પણ વ્હાલાં છે. સાચું કહો તો આ અધિકારીઓ પણ વાસ્તવમાં એટલાં ખરાબ નથી. કોઈપણ ભોગે ઉધાર આપવાનો ઉપકાર કરે છે. લાવ જરા જોઈ લઉં મારી પાસે કેટલાં છે હવે: ત્રણસો ન્યાયાધીશ પાસેથી, ત્રણસો પોસ્ટમાસ્ટર પાસેથી, છસ્સો, સાતમો, આઠસો... ઉફ! કેવી ગંદી નોટો છે! નવસો... હજાર ઉપર! હવે પેલાં મને છેતરનાર કેપ્ટનની ખબર લેવા હું દોડીશ. મને ઠગવાનો બરાબરનો પાઠ ભણાવીશ તેને.



## દૃશ્ય IX

ઓસિપ કાગળ અને સહી લઈને પ્રવેશે છે.

**ખ્લેસ્તાકોવ.** હા, તો શું જુએ છે ઓ મૂરખ, કેવી રીતે મને ખવડાવવા-પીવડાવવામાં અને આવકારવામાં આવી રહ્યો છે અહીં? (**લખવાનું શરૂ કરે છે.**)

**ઓસિપ.** હા, ફરીથી તમે એમ કહી શકો છો! પણ માત્ર એક વાત છે ઈવાન આલેક્સાન્દ્રોવિચ.

**ખ્લેસ્તાકોવ.** અને તે શું?

**ઓસિપ.** આપણો અહીંથી બચીને નીકળી જવું જોઈએ. ભગવાનને ખાતર હવે તેનો સમય આવી ગયો છે!

**ખ્લેસ્તાકોવ.** બકવાસ! શા માટે?

**ઓસિપ.** મારું માનવું છે આપણે જવું જોઈએ, બસ એટલું જ. છેલ્લાં બે દિવસથી આપણે સારો એવો ભભકાભર્યો દેખાવ કર્યો છે, હવે જ્યારે સુધી બધું સારી રીતે ચાલી રહ્યું છે ત્યાં સુધીમાં આપણે અહીંની ચાલ્યા જવું જોઈએ. અને આમેય આ લોકો સાથે માથાં ફોડ કરતાં ફરવામાં લાભ પણ શો છે? તેમનું સત્યાનાશ વળે, કદાચ આપણાં નસીબનો પાસો પલટાઈ જઈ શકે છે અને કોઈપણ ક્ષણે કોઈ બીજું આવી પહોંચી શકે છે... ભગવાનને ખાતર, ઈવાન આલેક્સાન્દ્રોવિચ! અહીં તેમની પાસે સારાં ઘોડા છે—આપણે વીજળીનાં ચમકારાની જેમ ભાગી જઈ શકીએ છીએ!

**ખ્લેસ્તાકોવ.** (**બખતાં લખતાં.**) ના. હું અહીં હજી થોડો વખત રહેવા ઇચ્છું છું. કદાચ આવતી કાલે.

**ઓસિપ.** આવતીકાલે કદાચ ઘણું મોડું થઈ ગયું હશે. ભગવાનને ખાતર ઈવાન આલેક્સાન્દ્રોવિચ, આપણે અત્યારે જ ચાલ્યાં જઈએ. કદાચ અત્યારે તેઓ તમારાં માટે માનમાં લાલ ગાલીચો પાથરશે પણ જેટલાં વહેલાં આપણે છટકી જઈએ તેટલું વધારે સારું છે. એ માત્ર એ કારણે કે તેઓ તમને કોઈક બીજી વ્યક્તિ તરીકે ધારે છે. હવે જો આપણે ઉતાવળ નહીં કરીએ તો તમારાં વૃદ્ધ પિતા ગુસ્સે થઈ જશે. અને તેઓ આપણને આ ઘોડીઓ સાથે વિદાય નહીં કરે.

**ખ્લેસ્તાકોવ.** (**લખતાં લખતાં.**) ઓહ, ભલે સારું. પણ પહેલાં આ કાગળ લઈ જા અને સાથે સાથે ઘોડાઓ માટે એ જ વખતે આદેશ આપી શકે છે. એ વાતનું ધ્યાન રાખજે કે તેઓ આપણને સારાં ઘોડા આપે. ગાડીવાનોને કહેજે કે જો તેઓ પવન વેગે ગાડી હાંકશે તો હું તેમને ઉપરથી રૂબલ આપીશ! અને ગીતો ગાવ! (**લખવાનું ચાલુ રાખે છે.**) ત્ર્યાપિચ્કિન આ વાંચે માત્ર ત્યાં સુધી રાહ જુઓ. તે હસતાં હસતાં લોટપોટ થઈ જશે...

**ઓસિપ.** આને લઈ જવા માટે હું અહીંથી કોઈ માણસને લઈ લઈશ સર, જ્યારે હું સામાન બાંધવાનું શરૂ કરી દઈશ જેથી આપણો જરાપણ સમય ન વેડફાય.

**ખ્લેસ્તાકોવ.** (**લખતાં લખતાં.**) સારું. પણ મને જરા મીણબત્તી લાવી આપ.



**ઓસિપ.** (**બહાર નીકળી જાય છે.**) એય, તું, સાંભળ! આ કાગળ તૈયાર થઈ જાય ત્યારે તેને પોસ્ટ ઓફિસ લઈ જજે અને પોસ્ટમાસ્ટરને કહેજે તેને તે પૈસાં વગર લેવાનો છે. અને તેને સર્વોત્તમ ત્રોઇકા—ઘોડાગાડી—મોકલવા પણ કહેજે અને સાહેબ તેના માટે પણ પૈસાં નહીં ચૂકવે: તેમને કહેજે એ સરકારી કામ માટે છે હવે જા અહીંથી તેની પર અમલ કરવા, નહીં તો માલિક ગુસ્સે થઈ જશે. ઊભો રહે જરા—હજી કાગળ પૂરો નથી થયો.

**ખ્લેસ્તાકોવ.** (**હજી પણ લખી રહ્યો છે.**) મને એ જાણવાની ઉત્સુકતા છે કે તે અત્યારે રહે છે ક્યાં—પોસ્ટ ઓફિસ સ્ટ્રીટ કે ગોરોખોવાયા? તેને પણ બહુ ઝડપથી સરનામાંઓ બદલવાનો શોખ છે—ભાડું ચૂકવ્યાં વિના. હું પોસ્ટ ઓફિસ સ્ટ્રીટનાં સરનામે પ્રયત્ન કરી જોઈશ. (**વાળે છે અને તેના પર સરનામું લખે છે.**)

ઓસિપ મીણબત્તી લાવે છે. ખ્લેસ્તાકોવ કાગળ સીલ કરે છે. દેર્ઝીમોર્દાનો એમ કહેતો અવાજ સંભળાય છે: "ઓ દાઢીવાળાં, ક્યાં જઈ રહ્યો છે તું? તને કહેવામાં આવી રહ્યું છે, કોઈને પણ અંદર ન જવા દેવાનો આદેશ આપવામાં આવ્યો છે."

**ખ્લેસ્તાકોવ.** (**ઓસિપને કાગળ આપે છે.**) આ લે.

**દુકાનદારો.** અમને અંદર જવા દો, ભાઈ! અમે કામે આવ્યાં છીએ. અત્યંત જરૂરી કામ છે. અમને અંદર જવા દો.

**દેર઼્્ીમોર્દાનો અવાજ.** ભાગો અહીંથી દૂર ભાગો અહીંથી! તે તમને નહીં મળે, ઊંઘે છે.

ઘોંઘાટ વધે છે.

**ખ્લેસ્તાકોવ.** પેલો અવાજ શેનો છે, ઓસિપ? જો તો જરા શું છે ત્યાં.

**ઓસિપ.** (**ઓસિપ બારીમાંથી બહાર જુએ છે.**) કેટલાંક વેપારીઓ છે જેઓ અંદર આવવા ઇચ્છે છે અને કોન્સ્ટેબલ તેમને અંદર આવવા નથી દેતો. તેઓ થોડાં કાગળ હલાવી રહ્યાં છે: લાગે છે કે તેઓ તમને મળવા ઇચ્છે છે.

**ખ્લેસ્તાકોવ.** (**બારી તરફ જતાં.**) તમને શું છે, ભલાં મિત્રો, હું તમારાં માટે શું કરી શકું છું?

**દુકાનદારો.** અમે આપને વિનંતી કરીએ છીએ, માલિક. અમને એક ફરિયાદ અરજી આપવા અંદર આવવા દો.

**ખ્લેસ્તાકોવ.** તેમને અંદર આવવા દો, અંદર આવવા દો! ઓસિપ, તેમને કહે, તેઓ અંદર આવી શકે છે.

ઓસિપ બહાર જાય છે.

(**અરજીઓ બારીમાંથી લે છે, તેમાંથી એક ઉઘાડે છે અને વાંચે** છે.) "અત્યંત પ્રતિષ્ઠાવાન વ્યક્તિત્વ લોર્ડ



નાણામંત્રીને—દુકાનદાર અબ્દુલિન તરફથી..." શેતાન જાણે એ શું છે: એવો કોઈ ખિતાબ નથી!

## દૃશ્ય X

વેપારીઓ દારૂની ટોપલી અને ખાંડનાં ગાંગડાઓ લઈને પ્રવેશ કરે છે.

**ખ્લેસ્તાકોવ.** મિત્રો, હું તમારે માટે શું કરી શકું છું?

**દુકાનદારો.** અમે નમ્રતાપૂર્વક આપની કૃપાદૃષ્ટિની માંગણી કરીએ છીએ!

**ખ્લેસ્તાકોવ.** તમારી સમસ્યા શી છે?

**દુકાનદારો.** અમને પાયમાલ ન કરો, સર! અમને અમારાં અન્યાયભર્યાં શોષણનાં બંધનમાંથી મુક્ત કરાવો.

**ખ્લેસ્તાકોવ.** કોણ તમારું શોષણ કરે છે?

**એક દુકાનદાર.** એ બધાં મેયરનાં કરતૂતો છે, સર. તેનાં જેવો મેયર પહેલાં કદાપિ નહોતો, માલિક. એવાં તો ગેરવાજબી, અન્યાયભર્યાં કાર્યો તે કરે છે કે તમને તો તેનાં પર વિશ્વાસ પણ નહીં આવે. તે અમારાં ઘરોમાં જે સિપાઈઓને બળજબરી રહેવા માટે મોકલે છે તેના વડે તો તે અમને બધાંને ખેદાનમેદાન કરી મૂકશે. કેવી રીતે તે અમારી સાથે વર્તે છે! તે અમારી

દાઢીઓ ખેંચે છે અને અમને "તાતાર" કહીને બોલાવે છે. ભગવાન સાક્ષી છે! જાણે અમે તેને યોગ્ય આદર ન આપતાં હોઈએ તેમ! પણ અમે હંમેશાં અમારી ફરજ બજાવીએ છીએ: તેની પત્ની અને દીકરી માટે પોશાકનું કાપડ થોડું આપીએ છીએ—અમને તેમાં કંઈ વાંધો નથી. પણ તેટલું તેના માટે પૂરતું નથી, ઓહ, ના, ના: તે દુકાનમાં આવે છે અને જે વસ્તુ તેની પહેલી નજરમાં આવી જાય છે તે લઈ લે છે. તે કાપડ જુએ છે અને કહે છે: "અરે, મારાં વ્હાલા ભાઈ, આ તો બહુ સરસ કપડું છે: તે મને મોકલી આપશો તમે?" આમ અમે તે મોકલીએ છીએ અને પચાસ ગજ જેટલું કપડું એમને એમ જતું રહે છે.

**ખ્લેસ્તાકોવ.** વિશ્વાસ નથી બેસતો! આહ, કેવો હરામખોર બદમાશ છે તે!

**દુકાનદારો.** બિલકુલ બરાબર! એના જેવો કોઈ મેયર આવ્યો હોય તેવું કોઈને યાદ નથી. જ્યારે તે દુકાનમાં આવે છે ત્યારે બધાં બધું સંતાડવાનું શરૂ કરી દે છે. તે કોઈ વિશેષ રુચિ ધરાવનારો પણ બિલકુલ નથી: તે કોઈપણ નકામું જૂનું કાપડ પણ લઈ લેશે! જે જરદાળું સાત વર્ષો સુધી કોઠીમાં પડી રહ્યાં હોય તેને પણ કાઢી લે છે, જેને મારો મદદનીશ પણ હાથ ન લગાડે તેને તે મુઠ્ઠીઓ ભરી ભરીને ખાય છે. અમે તેને તેનાં સંત અન્તોનનાં નામકરણ દિવસ પર બધાં પ્રકારની ભેટસોગાદો આપીએ છીએ પણ તે તેનાથી સંતુષ્ટ નથી થતો અને અમને કહે છે સંત ઓનુફ્રીયસ પર, તેનો બીજો નામકરણ દિવસ છે. જેનો અર્થ છે વધારે ભેટસોગાદો.

**ખ્લેસ્તાકોવ.** આ તો ખરેખરો લૂંટારો છે!

**દુકાનદારો.** એય-એય! અને જો તમે એક પણ શબ્દ બોલો તો તો તે આખી સિપાઈઓની એક ટુકડીને તમારાં ઘરમાં રાખવા મોકલી દેશે. કે પછી તે તમને તમારાં પોતાનાં જ ઘરમાં પૂરી દેશે. "હું તમને કોરડા મારી શકતો નથી," તે કહે છે, "હું તમને મારકાટ કરી રિબાવી શકતો નથી—એ કાયદાની વિરુદ્ધ છે, પણ આ પ્રમાણે હું માત્ર ખારી હેરિંગ માછલીનાં ખોરાક પર રાખી શકું છું!"

**ખ્લેસ્તાકોવ.** કેવો દુષ્ટ પ્રાણી છે! એના કરતાં પણ ઓછા માટે તેને સાઈબેરીયા મોકલી શકાય!

**દુકાનદારો.** સાઈબેરીયા કે પછી એનાથી આગળ— તમને જ્યાં પણ ઠીક લાગે ત્યાં મોકલો તેને—પણ ઓછામાં ઓછો તેને અમારાંથી દૂર મોકલી દો. હવે યોર ઓનર, મહેરબાની કરીને અમારાં આતિથ્યનાં નમ્ર સંભારણાં તરીકે આનો સ્વીકાર કરો, માત્ર દારૂ અને નાનકડો ખાંડનો ટુકડો જ છે.

**ખ્લેસ્તાકોવ.** ઓ મારાં ભગવાન, ના, ના! હું તો તેની કલ્પના પણ ન કરી શકું. હું કદી લાંચરુશવત સ્વીકારતો નથી. પણ જો તમે, દાખલા તરીકે ત્રાણસો રૂબલ મને ઉધાર આપવાનો પ્રસ્તાવ મૂકો તો તે તદ્દન જુદી વાત છે. ઉધાર હું લઈ શકું છું.

**દુકાનદારો.** કોઈપણ ઉપાયે, અમારાં ફાધર! (તેઓ

પૈસા કાઢે છે.) પણ શા માટે માત્ર ત્રણસો? તેનાં કરતાં તો પાંચસો લો, પણ મહેરબાની કરીને અમને મદદ કરો.

**ખ્લેસ્તાકોવ.** ઓહ, સારું, જો તમે આગ્રહ કરતાં હોય તો તેમ. છેવટે તો તે ઉધાર જ છે...

**દુકાનદારો.** (**ચાંદીની થાળી પર મૂકીને તેને પૈસા આપે છે.**) અને તેની સાથે આ થાળી પણ નહીં સ્વીકારો?

**ખ્લેસ્તાકોવ.** ખેર, મને એમ કરવામાં કંઈ વાંધો નથી.

**દુકાનદારો.** (**નમન કરતાં.**) મહેરબાની કરીને થોડી ખાંડ પણ લઈ લો, સર.

**ખ્લેસ્તાકોવ.** ના, ના, હું કદાપિ લાંચ નથી લેતો...

**ઓસિપ.** ઓફ, ચાલો હવે, લઈ લો તે, યોર એક્સલન્સી. રસ્તામાં તમને ક્યારે થોડી ખાંડની જરૂર પડી શકે છે તે તમે કદી જાણી શકતાં નથી. અહીં, અહીં, હું લઈ લઈશ — ગાંગડાઓ અને પોટલું. હા, માલ મને આપી દો. એમાં શું છે? દોરી? એ પણ અહીં આપી દો, થોડી દોરી હંમેશાં હાથમાં હોવી જોઈએ. કામમાં આવશે. જો ગાડી એક બાજુ પડી જાય કે કંઈક બીજું થાય તો તેનાથી ફરીથી બાંધી શકાય છે.

**દુકાનદારો.** કૃપા કરીને અમારી વિનંતી પર ધ્યાન રાખજો, યોર ગ્રેસ. જો તમે અમને મદદ નહીં કરો તો પછી અમે નથી જાણતાં કે શું બનશે, અમે ફાંસે લટકી જઈ શકીએ છીએ!



**ખ્લેસ્તાકોવ.** ખાતરી આપું છું, ભલાં લોકો! હું મારાથી બનતું બધું કરી છૂટીશ.

દુકાનદારો બહાર નીકળી જાય છે. સ્ત્રીનો અવાજ સંભળાય છે: "હવે તમે મને રોકવાની હિંમત નહીં કરી શકો! હું તમારી વિરુદ્ધ ફરિયાદ દાખલ કરી દઈશ. મને ધક્કા મારવાનું બંધ કરો, તમે મને ઈજા પહોંચાડી રહ્યાં છો."

કોણ છે ત્યાં? (**બારી તરફ જાય છે.**) શી વાત છે, બાનુ?

**બે સ્ત્રીઓના અવાજો.** અમારાં પર દયા કરો, ફાધર, હું વિનંતી કરું છું! મારી ફરિયાદભરી અરજી સાંભળો, યોર લોર્ડશીપ.

**ખ્લેસ્તાકોવ.** તેને અંદર આવવા દો.

## દૃશ્ય XI

લુહારની પત્ની અને સાર્જન્ટની વિધવા પ્રવેશે છે.

**લુહારની પત્ની.** (**એકદમ ઝૂકીને અભિવાદન કરતાં.**) અમારાં પર દયા કરો...

**સાર્જન્ટની વિધવા.** અમારાં પર દયા કરો...

**ખ્લેસ્તાકોવ.** હા, તો ભલી સ્ત્રીઓ, તમે કોણ છો?

**સાર્જન્ટની વિધવા.** ઈવાનોવા, માલિક, સાર્જન્ટ ઈવાનોવની વિધવા.

**લુહારની પત્ની.** ફેવ્રોન્યા પેત્રોવ્ના પોશ્લ્યોપ્કિના, યોર ઓનર, લુહાર પોશ્લ્યોપ્કિનની પત્ની...

**ખ્લેસ્તાકોવ.** ઊભા રહો જરા, એક એક કરીને. સમસ્યા શી છે?

**લુહારની પત્ની.** ફાધર, અમારાં પર દયા કરો: હું મેયરની વિરુદ્ધ ફરિયાદ કરવા ઇચ્છું છું! ભગવાન તેનાં આત્માને નરકમાં સડાવે! અને તેનાં બાળકો, તેની પોતાની ચોર જાત અને તેનાં સગાંવ્હાલાં બધાં ઘોર નરકમાં સડે!

**ખ્લેસ્તાકોવ.** તેણે કર્યું શું છે?

**લુહારની પત્ની.** તેણે મારાં પતિની લશ્કરમાં ફરજિયાત ભરતી કરી દીધી છે, તેનો વારો હજી આવ્યો નથી તેમ છતાં પણ, સુવ્વર ક્યાંકનો! અને ગમે તેમ પણ આમેય તેને કાયદેસર રીતે લશ્કરમાં જોડાવા બોલાવી શકાય તેમ નહોતો: તે પરિણિત છે.

**ખ્લેસ્તાકોવ.** તો પછી, કેવી રીતે તે તેમ કરી શક્યો?

**લુહારની પત્ની.** તે હરામખોર એમ કરી શકે છે અને તેણે એમ કર્યું—ભગવાન તેને ઘોર નરકમાં ધકેલે! તેનો અને જો તેનાં કોઈ સગાં હોય તો તેમનો બૂરો અંત આવે અને જો તેનો બાપ હજી સુધી જીવતો હોય તો હું આશા રાખું છું કે તે પણ મરી જાય, હરામખોર, કે પછી સારાં અને યોગ્યને ઓળખી લે! તેણે દરજીનાં દીકરાને લેવો જોઈતો હતો, જે આમેય દારૂડિયો છે, પણ તેનાં માબાપે તેને કિમતી ભેટસોગાદો આપી, તેથી તે દુકાનદાર પાન્તેલેયેવાનાં દીકરાની પાછળ ગયો અને પાન્તેલેયેવાએ તેની પત્ની માટે કાપડ મોકલી તીર માર્યું તેથી તે મારી તરફ આગળ આવ્યો: "તને તારાં પતિની શા માટે જરૂર છે?" તે કહે છે, "તે તારાં માટે બિલકુલ ઉપયોગી નથી." એ કહેનાર તું કોણ છે કે તે મારાં કામનો છે કે નહીં, હરામખોર! "તે ચોર છે," તે કહે છે, "તેણે સંભવ છે હજી સુધી કોઈ વસ્તુ ચોરી નહીં હોય પણ વહેલાં કે મોડાં તે કરશે અને આમેય આવતા વર્ષે તો તેનો લશ્કરમાં ફરજિયાત ભરતી થવાનો વારો તો આવવાનો જ છે." પણ કેવી રીતે હું મારાં પતિ વિના કામ ચલાવી શકવાની છું, ઓ સૂવ્વર! હું અશક્ત બાઈ માણસ છું, ઓ બદફેલ નીચ! હું આશા રાખું છું કે તેનાં કુટુંબમાંથી કોઈપણ વ્યક્તિ ફરીથી કદાપિ દિવસનો પ્રકાશ ન જુએ! અને જો તેની સાસુ છે તો હું ઇચ્છું છું તેની સાસુ... પણ...

**ખ્લેસ્તાકોવ.** ભલે, ભલે, સારું હવે. અને તું શું કહેવા ઇચ્છે છે? (**લુહારની પત્નીને બહાર જવાનો રસ્તો બતાવતાં.**)

**લુહારની પત્ની.** (બહાર જતાં.) મહેરબાની કરીને ભૂલતાં નહીં, ભલાં ફાધર! દયાળુ થજો!

**સાર્જન્ટની પત્ની.** મેયર વિષે, યોર ઓનર...

**ખ્લેસ્તાકોવ.** હા, તો શું છે? શા માટે તું મને મળવા આવી છે? અને હા, એકદમ ટૂંકાણમાં કહેજે.

**સાર્જન્ટની વિધવા.** તેણે મને કોરડે મરાવી, ભગવાન સાક્ષી છે, કોરડે મરાવી.

**ખ્લેસ્તાકોવ:** કેમ?

**સાર્જન્ટની પત્ની.** એ આખી ભૂલ હતી, યોર ઓનર. કેટલીક ખેડૂત સ્ત્રીઓ બજારમાં ઝઘડી રહી હતી અને જ્યાં સુધી બધો ઝઘડો પૂરો થઈ ગયો ત્યાં સુધી પોલિસ ત્યાં પહોંચી નહીં અને છેવટે તેમને કોઈકને તો પકડવાનું જ હતું તેથી તેમણે મને પકડી લીધી. અને મેયરે મને ચાબુક વડે એવો માર મરાવડાવ્યો કે હું બે દિવસો સુધી બેસી શકી નહોતી.

**ખ્લેસ્તાકોવ.** હા, તો તું મારી પાસેથી શું કરાવવા ઇચ્છે છે?

**સાર્જન્ટની વિધવા.** બેશક, હવે તેનાં વિષે કશું કરી શકાય તેમ નથી. પણ તમે તેને મને થોડું નુક્સાન ભરપાઈ કરાવી આપવાની ફરજ પાડી શકો છો. હું દાનમાં મળેલી વસ્તુમાં દોષ કાઢનારાંઓમાંથી એક નથી પણ અત્યારે હવે થોડાં રોકડા પૈસાં ખૂબ કામમાં આવશે ...

**ખ્લેસ્તાકોવ.** સારું તો પછી, હું તે જોઈ લઈશ, ભાગ હવે અહીંથી.

સાર્જન્ટની વિધવા બહાર નીકળી જાય છે. અરજીઓ પકડેલાં હાથો બારીમાંથી અંદર ધસે છે.

હવે આ શું શેતાની ચાલી રહી છે? બીજાં લોકો તો નથી ત્યાં? **(બારી પાસે જાય છે.)** ના, ના, હવે નહીં, ચાલ્યા જાવ અહીંથી! હું તેમને જોવા પણ નથી ઇચ્છતો! મારે તેમની જરૂર નથી! ભગવાનને ખાતર તેમને અહીંથી



દૂર લઈ જાવ! **(બારીથી દૂર ખસી જાય છે.)** હું એ બધાંથી થાકી ગયો છું! ઓસિપ, તેમને અંદર આવવા ન દેતો.

**ઓસિપ. (બારીમાંથી બૂમ પાડીને કહે છે.)** ચાલ્યાં જાવ! આજ માટે બહુ થઈ ગયું, હવે સમય નથી, આવતીકાલે આવજો!

બારણું ઊઘડે છે અને ઊનનાં જાડાં કોટમાં, દાઢીવાળી, સૂજેલાં હોઠવાળી અને ગાલ પર પટ્ટીવાળી આકૃતિ ડોકાય છે. તેની પાછળ બીજા પણ જોઈ શકાય છે.

ક્યાં ઘૂસી રહ્યાં છો તમે? ભાગો અહીંથી! **(તેમનામાંથી સૌથી પહેલાંને પાછળ ધકેલે છે, પેટમાં ધક્કો મારે છે, ધડામ કરીને પાછળ બારણું બંધ કરતાં તેમની સાથે બહાર નીકળી જાય છે.)**

## દૃશ્ય XII

મારીયા અન્તોનોવ્ના પ્રવેશે છે.

**મારીયા અન્તોનોવ્ના.** ઓહ!

**ખ્લેસ્તાકોવ.** શેનાથી આટલાં બી ગયાં આવ, મૅડમ?

**મારીયા અન્તોનોવ્ના.** ના, ના, હું બી નથી ગઈ. કશું નથી.

**ખ્લેસ્તાકોવ.** (ડોળ કરતાં.) હું ખરેખર એમ વિચારીને મનમાં ફૂલ્યો નથી સમાતો મૅડમ, કે તમે મને એક એવાં પ્રકારનાં માણસ તરીકે ગણ્યો છે જે... હું પૂછી શકું છું તમે ક્યાં જઈ રહ્યાં હતાં?

**મારીયા અન્તોનોવ્ના.** હું ક્યાંય જઈ રહી નહોતી, ખરેખર.

**ખ્લેસ્તાકોવ.** અને કયાં વિશેષ ઉદ્દેશ માટે તમે ક્યાંય જઈ રહ્યાં નહોતાં?

**મારીયા અન્તોનોવ્ના.** મેં વિચાર્યું કે મા તો કંઈ અહીં નથી ને.

**ખ્લેસ્તાકોવ.** ના, ના, પણ હું એ જાણવા અત્યંત ઉત્સુક છું કે શા માટે તમે ચોક્કસપણે ક્યાંય નહોતાં જઈ રહ્યાં?

**મારીયા અન્તોનોવ્ના.** મેં તમને ખલેલ પહોંચાડી. તમે કોઈ મહત્ત્વપૂર્ણ કામમાં વ્યસ્ત હતાં.

**ખ્લેસ્તાકોવ.** **(ચાળાભર્યો ડોળ કરતાં.)** મારાં માટે તમારી આંખોને નિહાળવા કરતાં વધારે મહત્ત્વનું કાર્ય બીજું કોઈ ન હોઈ શકે... તમે મને ખલેલ પહોંચાડી? તમે ખલેલ પહોંચાડી જ શકો નહીં... જો તમે પ્રયત્ન કર્યો હતો તો પણ; એનાથી વિપરીત, તમારી સાથે તો મને આનંદ મળી શકે.

**મારીયા અન્તોનોવ્ના.** પીટર્સબર્ગમાં ચોક્કસપણે લોકો આવી રીતે બોલતાં હશે.

**ખ્લેસ્તાકોવ.** આવી ઉત્કૃષ્ટ વ્યક્તિને માટે બીજા કઈ રીત યોગ્ય હોઈ શકે? હું આપને બેસવાનું આમંત્રણ



આપી ખુશીનો લ્હાવો માણી શકું છું? હું શું કહી રહ્યો છું? તમે તો સિંહાસનને લાયક છો.

**મારીયા અન્તોનોવ્ના.** હું ખરેખર જાણતી નથી. મારે જવું જોઈતું હતું. **(બેસે છે.)**

**ખ્લેસ્તાકોવ.** તમારો સ્કાર્ફ કેટલો સુંદર છે!

**મારીયા અન્તોનોવ્ના.** ઓહ! તમે શહેરનાં લોકો હંમેશાં અમારાં જેવાં પ્રાંતનાં લોકોનો મજાક ઊડાવો છો.

**ખ્લેસ્તાકોવ.** ઓહ મૅડમ, મને તમારાં સ્કાર્ફ થવાની કેટલી તીવ્ર ઉત્કંઠા થાય છે, જેથી તમારી ફૂલ જેવી કોમળ ગરદનની ફરતે વીંટળાઈ વળી શકું.

**મારીયા અન્તોનોવ્ના.** હું બિલકુલ સમજી શકતી નથી કે તમે શેનાં વિષે વાત કરી રહ્યાં છો. સ્કાર્ફ? ... આજે કેવું વિચિત્ર વાતાવરણ છે!

**ખ્લેસ્તાકોવ.** તમારાં હોઠ, મૅડમ, કોઈપણ પ્રકારનાં વાતાવરણ કરતાં વધારે સારાં છે.

**મારીયા અન્તોનોવ્ના.** ઓહ, તમે કેવી વાતો કરો છો! હું તમને મારાં આલ્બમમાં કોઈક કવિતાની લીટીઓ લખવા કહેવા ઈચ્છું છું. મને ખાતરી છે તમે ઘણી કવિતાઓ જાણો છો, કેમ ખરું ને?

**ખ્લેસ્તાકોવ.** જેવી તમારી ઈચ્છા, મૅડમ, તમારી ઈચ્છા મારા માટે આદેશ સમાન છે. તમને કેવાં પ્રકારની કવિતાઓ ગમે છે?

**મારીયા અન્તોનોવ્ના.** ઓહ, કોઈપણ પ્રકારની— બસ કોઈક સારી અને નવી.

**ખ્લેસ્તાકોવ.** અરે હા, કવિતાઓ! હું ઘણી જાણું છું.

**મારીયા અન્તોનોવ્ના.** તમે મારાં માટે કઈ લખશો તે કહી સંભળાવો.

**ખ્લેસ્તાકોવ.** શા માટે ચિંતા કરો છો? હું મોઢે બોલ્યા વિના પણ યાદ કરી શકું છું.

**મારીયા અન્તોનોવ્ના.** પણ મને કવિતા ખૂબ ગમે છે...

**ખ્લેસ્તાકોવ.** હું ઘણાં બધાં જુદાં જુદાં પ્રકારની કવિતાઓ જાણું છું. પણ ખેર, જો તમે આગ્રહ રાખતાં હોય તો... આ કેવી છે: "ઓ તું, માનવી, દુઃખમાં ફોગટમાં ભગવાનને ફરિયાદ કરે છે!.." અને આ બીજી... હવે યાદ કરી શકતો નથી; જો કે આ બધી તો કંઈ નથી. એનાં કરતાં તો હું તમને મારી પોતાની પ્રેમ વિષે કહી સંભળાવું છું, જે આપની આંખોમાં આંખો મેળવતાં મારાં દિલમાં સ્ફુરિત થઈ હતી... **(ખુરશી તેની વધારે નજીક ખસેડે છે.)**

**મારીયા અન્તોનોવ્ના.** પ્રેમ! હું સમજતી નથી એ શું છે... હું જાણતી નથી કે પ્રેમનો અર્થ શું છે... **(પોતાની ખુરશી દૂર ખસેડે છે.)**

**પલેસ્તાકોવ.** **(ખુરશી ખસેડે છે.)** શા માટે તમે દૂર ખસેડો છો? એકબીજાંની નજીક બેસવું વધારે આરામદાયક છે.

**મારીયા અન્તોનોવ્ના.** **(દૂર ખસેડે છે.)** જ્યારે થોડાં દૂર બેસવું એક જ સમાન હોય ત્યારે શા માટે એકબીજાંની નજીક બેસવું.

**ખ્લેસ્તાકોવ.** **(વધારે નજીક ખસેડે છે.)** પણ જ્યારે સાથે બેસવું એક જ સમાન હોય ત્યારે શા માટે વધારે જુદાં.

**મારીયા અન્તોનોવ્ના.** **(દૂર ખસેડે છે.)** પણ આ બધું શા માટે?

**ખ્લેસ્તાકોવ.** **(વધારે નજીક ખસેડતાં.)** એ બધું માત્ર મનમાં જ છે. તમે માત્ર વિચારો કે આપણે નજીક છીએ: માત્ર કલ્પના કરો કે તેના બદલે આપણે ખૂબ દૂર દૂર જુદાં છીએ ઓહ કેવું સ્વર્ગીય સુખ છે, મૅડમ, જો હું તમને મારી ભુજાઓમાં સમાવીને મારાં દિલ સાથે દબાવી શકતો હોત તો.

**મારીયા અન્તોનોવ્ના.** **(બારીમાંથી બહાર જોતાં.)** હમણાં જ પેલું જે પક્ષી ઊડી ગયું તે કયું હતું? તે મૅગપાઈ હતી?

**ખ્લેસ્તાકોવ.** **(બારીમાંથી બહાર જુએ છે.)** મૅગપાઈ, હા. **(તેનાં ખભા પર ચુંબન લે છે.)** મૅગપાઈ.

**મારીયા અન્તોનોવ્ના.** **(ગુસ્સામાં એકદમ કૂદે છે.)** હવે આ તો ખરેખર ખૂબ વધારે પડતું છે!..

કેવી નફરટાઈ!..

**ખ્લેસ્તાકોવ.** **(તેને રોકતાં.)** મને માફ કરો, પ્રિય બાનુ, એ પ્રેમ હતો, પવિત્ર પ્રેમ, જેણે મને એમ કરવા પ્રેર્યો હતો.

**મારીયા અન્તોનોવ્ના.** તમે મને ગામડાની અણઘડ છોકરી તરીકે જ ગણે છો... (**જવાનો પ્રયત્ન કરે છે.**)

**ખ્લેસ્તાકોવ.** (**તેને રોકવાનો પ્રયત્ન ચાલુ રાખે છે.**) ના, ના, હું તમારાં સોગંદ ખાઉં છું, હું માત્ર રમૂજમાં એમ કહેતો હતો. મને માફ કરી દો, મારીયા અન્તોનોવ્ના, મહેરબાની કરીને મને માફ કરી દો! હું તમારી પાસે માફી માંગવા તમારે ઘૂંટણિયે પડું છું. (**ઘૂંટણિયે પડે છે.**) હું તમને માફ કરવાની વિનંતી કરું છું. તમે જુઓ છો, હું ઘૂંટણિયે પડ્યો છું.

## દૃશ્ય XIII

આન્ના આન્દ્રેયેવ્ના પ્રવેશે છે.

**આન્ના આન્દ્રેયેવ્ના.** (**ખ્લેસ્તાકોવને ઘૂંટણભેર બેઠેલો જોતાં.**) આહ, કેવું મનોહર દૃશ્ય!

**ખ્લેસ્તાકોવ.** (**ઊભા થતાં.**) સત્યાનાશ વળે!

**આન્ના આન્દ્રેયેવ્ના.** (**પોતાની દીકરીને.**) હા, તો જુવાન સુંદરી, આનો અર્થ શો છે? આ તે કેવાં પ્રકારનું વર્તન છે?

**મારીયા અન્તોનોવ્ના.** મા, હું તો...

**આન્ના આન્દ્રેયેવ્ના.** અબઘડી અહીંથી નીકળી જા! સાંભળે છે તું: સીધી અબઘડી! અને ફરીથી અહીં પોતાનો ચહેરો બતાવવાની હિંમત ન કરતી.

મારીયા અન્તોનોવ્ના આંસુભરી આંખે બહાર નીકળી જાય છે.

માફ કરશો, હું આશ્ચર્ય પામી ગઈ હતી આવું દૃશ્ય જોઈને, યોર એક્સલન્સી.

**ખ્લેસ્તાકોવ** (**એક બાજુ જોઈને**). તે પોતે પણ ખાસ્સી સ્વાદિષ્ટ છે, કંઈ ખોટી નથી. ચાલે એવી છે... હંઅ. (**ઘૂંટણિયે પડી જાય છે.**) મૅડમ, તમે જોઈ રહ્યાં છો કે હું પ્રેમની આગમાં તપી રહ્યો છું.

**આન્ના આન્દ્રેયેવ્ના.** ઘૂંટણિયે પડીને આ શું કરી રહ્યાં છો તમે? અરે, મહેરબાની કરીને ઊભાં થઈ જાવ, હા, ઊભાં થઈ જાવ—ફર્શ બિલકુલ સ્વચ્છ નથી!

**ખ્લેસ્તાકોવ.** ના, ઘૂંટણે જ... હા, બિલકુલ હું ઘૂંટણે જ પડીશ! હું એ જાણવા ઇચ્છું છું કે મારાં નસીબમાં શું છે—જીવન કે મૃત્યુ.

**આન્ના આન્દ્રેયેવ્ના.** મને માફ કરશો, પણ હું આપનાં શબ્દોનો અર્થ સંપૂર્ણપણે સમજી શકી નથી. તમે મારી દીકરી વિષે કોઈ નિવેદન કરવા જઈ રહ્યાં છો?

**ખ્લેસ્તાકોવ.** ના, ના, હું તો તમારાં પ્રમમાં છું—તમારાં! મારી જિંદગી એક તાંતણે લટકી રહી છે. જો તમે મારાં અમર પ્રેમનો બદલો નહીં આપો તો આ પાર્થિવ અસ્તિત્વ માટે હું લાયક નથી. હૃદયમાં ઊઠતી અગ્નિ જવાળાઓ સાથે હું આપનાં હાથની માંગણી કરું છું.

**આન્ના આન્દ્રેયેવ્ના.** પણ એ વાત ધ્યાનમાં લાવવાની રજા આપો—હું મહદઅંશે... હું પરિણિતા છું.

**ખ્લેસ્તાકોવ.** એનો કશો વાંધો નથી! સાચાં પ્રેમની કોઈ સીમા નથી—અને કારામ્ઝીને કહ્યું હતું: "હૃદયનાં પોતાનાં કાયદાઓ છે..." આપણે બંને સાથે પલાયન થઈ જઈશું—દૂર દૂરનાં વહેળાંની છાયામાં... તમારો હાથ, હું તમારાં હાથની માંગણી કરું છું.

## દૃશ્ય XIV

મારીયા અન્તોનોવ્ના એકાએક અંદર ધસી આવે છે.

**મારીયા અન્તોનોવ્ના.** મા, પિતા કહે છે કે તમારે... (**ખ્લેસ્તાકોવને ઘૂંટણભેર જોતાં, ધીમી ચિચિયારી પાડી ઊઠે છે.**) આહ, કેવું મનોહર દૃશ્ય!

**આન્ના આન્દ્રેયેવ્ના.** આ તું શું કરે છે? ક્યાં સુધી ઊતરી આવી? શા માટે? આ તે કેવી બેશરમી? દાઝેલી બિલાડીની જેમ અહીં અંદર ધસી રહી છે! અને શેના પર તું આટલી આશ્ચર્ય પામી છે? હું વિચારી શકતી નથી કે કેવાં પ્રકારની નકામી વાતો તારાં ભેજામાં ભરાયેલી છે. કોઈપણ એમ નહીં વિચારે કે તું ખરેખર અઢાર વર્ષની થઈ ગઈ છે. તું તો બિલકુલ ત્રણ વર્ષનાં બાળક સમાન છે. ક્યારે તું થોડીઘણી વિવેક શક્તિ શીખશે અને ક્યારે તારામાં સમજણ આવશે તથા યોગ્ય રીતે ઊછરેલી જુવાન છોકરીની જેમ વર્તવાનું શરૂ કરશે? ક્યારે તું સારાં વર્તનનાં નિયમો શીખશે?

**મારીયા અન્તોનોવ્ના.** (**આંસુભરી આંખે.**) મા, ખરેખર હું નથી જાણતી...

**આન્ના આન્દ્રેયેવ્ના.** તું કદાપિ કશું જ નહીં જાણે, એ જ તારી મોટી મુશ્કેલી છે, મૂરખ છોકરી! પેલી લ્યાપ્કિન-ત્યાપ્કિનની છોકરીઓ કરતાં જરાય સારી નથી તું. શા માટે તું હંમેશાં તેમની નકલ કરે છે, એ મને સમજાતું નથી. તું એનાં કરતાં વધારે સારાં ઉદાહરણો શોધી શકે છે. દાખલા તરીકે, તારી માને જ લે.

**ખ્લેસ્તાકોવ.** (**મારીયાનો હાથ પકડી લેતાં.**) આન્ના આન્દ્રેયેવ્ના, હું આપને અમારી ખુશીનાં રસ્તામાં આડે ન આવવા વિનંતી કરું છું. અમારાં શાશ્વત્ પ્રેમને આપનાં આશીર્વાદ આપો!

**આન્ના આન્દ્રેયેવ્ના.** (**વિસ્મયચકિત થતાં.**) હું... તમારો ભાવાર્થ છે તમે તેનામાં?

**ખ્લેસ્તાકોવ.** તરત જ નિર્ણય કરો. જિંદગી કે મૃત્યુ?

**આન્ના આન્દ્રેયેવ્ના.** આ લે જુએ છે, મૂરખ, તેં શું કર્યું છે. આ બધું તારાં કારણે, મૂરખ છોકરી, આપણાં પ્રતિષ્ઠિત અતિથિ ઘૂંટણે પડે છે અને તું ગાંડીની જેમ અંદર ધસી આવે છે. હક્કપૂર્વક મારે ના કહેવી જોઈએ. મારે મારી સંમતિ આપવાનો સ્પષ્ટપણે ઇનકાર કરવો જોઈએ: તું આવી ખુશીને લાયક નથી.

**મારીયા અન્તોનોવ્ના**. હું ફરીથી કદી આવું નહીં કરું, મા, સાચે જ હું નહીં કરું.

## દૃશ્ય XV

મેયર હાંફતાં હાંફતાં પ્રવેશે છે.

**મેયર**. દયા કરો, યોર એક્સલન્સી! મને બક્ષી દો! મને પાયમાલ ન કરો!

**ખ્લેસ્તાકોવ**. હવે શી વાત છે?

**મેયર**. દુકાનદારો ફરિયાદ કરી રહ્યાં હતાં, યોર એક્સલન્સી. તેમણે જે કંઈ કહ્યું તેમાંથી અડધું પણ સાચું નથી, હું સોગંદ ખાઈને કહું છું, તેઓ જૂઠાં છે, ધૂતારાંઓ છે અને સાર્જન્ટની વિધવા, જેણે કહ્યું હતું કે મેં તેને ફટકા મરાવડાવ્યાં હતાં, તે પણ જૂઠું બોલી રહી છે, હું ભગવાનનાં સોગંદ ખાઈને કહું છું: તેણે પોતે ફટકા માર્યાં હતાં.

**ખ્લેસ્તાકોવ**. સાર્જન્ટની વિધવા જાય ભાડમાં—મારે તેની સાથે શાં લેવા દેવા!

**મેયર**. તેમની વાતો પર વિશ્વાસ ન કરતાં, યોર એક્સલન્સી. તેઓ બિલકુલ જૂઠું બોલનારાં લોકો છે... કોઈ નાનકડું બાળક સુદ્ધાં તેમનાં પર વિશ્વાસ નહીં કરે. આખા શહેરભરમાં બધાં જાણે છે કે તેઓ બિલકુલ જૂઠાં છે. અને જ્યાં સુધી છેતરપિંડી કરવાની વાત છે ત્યાં સુધી મને આપને એ માહિતી આપવાની પરવાનગી આપો: એ લોકો એવાં તો ધૂતારાંઓ છે કે જેવાં દુનિયામાં કદી કોઈએ પહેલાં ક્યાંય નહીં જોયા હોય.

**આન્ના આન્દ્રેયેવ્ના**. તું જાણે છે, ઈવાન આલેક્સાન્દ્રોવિચ આપણને કેવું માન આપી રહ્યાં છે? તેઓ આપણી દીકરીનો હાથ માંગી રહ્યાં છે.

**મેયર**. શું? શું? તારું માથું ભમી ગયું છે કે શું, ઓ મૂરખ સ્ત્રી? તું શું કહી રહી છે એ તું નથી જાણતી. કૃપા કરીને, ક્રોધે ન ભરાતાં, યોર એક્સલન્સી: એ થોડી ઢીલાં મગજની છે. બિલકુલ તેની માની જેમ.

**ખ્લેસ્તાકોવ**. પણ એ સાચું છે. હું તેનાં હાથની માંગણી કરું છું. હું તેને ચાહું છું.

**મેયર**. યોર એક્સલન્સી... હું તે વાત પર વિશ્વાસ કરી શકતો નથી.

**આન્ના આન્દ્રેયેવ્ના**. પણ તે તમને કહી રહ્યા છે.

**ખ્લેસ્તાકોવ**. હું એકદમ ગંભીર છું... મારો તેના માટેનો પ્રેમ મને ગાંડો કરી મૂકી શકે છે.

**મેયર**. હું એના પર વિશ્વાસ કરવાની હિંમત કરી શકતો નથી, હું આવાં સન્માનને લાયક નથી.

**ખ્લેસ્તાકોવ**. પણ જો તમે તમારી સંમતિ નહીં આપો તો મારાં પગલાં માટે હું જવાબદાર નહીં રહું.

**મેયર**. હું વિશ્વાસ કરી શકતો નથી: યોર એક્સલન્સી, ક્યાંક મજાક તો નથી કરી રહ્યાં?

**આન્ના આન્દ્રેયેવ્ના.** ઓહ, તું હકીકતમાં કેવો મહા મૂરખ છે! જ્યારે એક સદ્દગૃહસ્થ તને કંઈ કહી રહ્યો છે ત્યારે પણ તું વિશ્વાસ નથી કરી શકતો?

**મેયર.** હું વિશ્વાસ નથી કરી શકતો.

**ખ્લેસ્તાકોવ.** તમારી સંમતિ, તમારી સંમતિ! હું એકદમ અવિચારી માણસ છું. હું કંઈપણ કરી શકું છું: જ્યારે હું મારી જાતને ઠાર કરી લઈશ ત્યારે તમે પોતાને અદાલતનાં પીંજરામાં ઊભેલાં નિહાળશો.

**મેયર.** ના, ના, ઓ મારાં ભગવાન! હું નિર્દોષ છું, શરીર અને આત્માથી તદ્દન નિર્દોષ છું. મહેરબાની કરીને ગુસ્સે ન થાવ. યોર એક્સલન્સીની જેવી મરજી હોય તેમ કરવા વિનંતી કરું છું. હું સીધી રીતે વિચારી શકતો નથી. મારું ભેજું ચક્રવાતમાં મંડરાઈ રહ્યું છે... હું જેલણી અત્યારે છું તેટલો મૂરખ કદી નહોતો...

**આન્ના આન્દ્રેયેવ્ના.** જાવ હવે, તેમને આશીર્વાદ આપો.

ખ્લેસ્તાકોવ મારીયા અન્તોનોવ્નાને મેયર પાસે લાઈ આવે છે.

**મેયર.** ભગવાન તમને બંનેને ખુશ રાખે પણ હું પિર્દોષ છું, હું સોગંદ ખાઈને કહું છું.

ખ્લેસ્તાકોવ મારીયા અન્તોનોવ્નાને ચૂમે છે. મેયર જોતો રહે છે.

ઓહ કેવો શેતાન? હકીકતમાં! **(પોતાની આંખો લૂછે છે.)** તેઓ એકબીજાને ચૂમી રહ્યાં છે! ઓ વ્હાલાં ભગવાન, તેઓ એકબીજાને ચૂમી રહ્યાં છે! સાચે



જ તેમનો વિવાહ ગયો છે **(આનંદમાં ચિચિયારીઓ પાડતાં અને કૂદતાં.)**એય અન્તોન! એય અન્તોન! આજનો દિવસ કેટલો શુભ, મંગલકારી છે!

## દૃશ્ય XVI

ઓસિપ પ્રવેશે છે.

**ઓસિપ.** ઘોડા તૈયાર છે.

**ખ્લેસ્તાકોવ.** અરે, સારું સારું... હું હમણાં જ આવ્યો.

**મેયર.** યોર એક્સલન્સી? આપ જઈ રહ્યાં છો કે શું?

**ખ્લેસ્તાકોવ.** હા, હમણાં જ જઈ રહ્યો છું.

**મેયર.** પણ ક્યારે, એટલે કે... યોર એક્સલન્સી, આપે હમણાં હમણાં જ કંઈ લગ્ન વિષે ઉલ્લેખ કર્યો હતો ને?

**ખ્લેસ્તાકોવ.** ઓહ એ હા... હું હવે પળભર પણ રોકાઈ નહીં શકું... એક કે બે દિવસ માટે હું મારાં કાકાને મળવા જાઉં છું—શ્રીમંત વૃદ્ધ છે... આવતીકાલે જ પાછો આવી જઈશ.

**મેયર.** બેશક. અમારે આપના જવામાં વિલંબ

કરવાની ધૃષ્ટતા ન કરવી જોઈએ. અમે આપનાં સહીસલામત પાછાં ફરવાની રાહ જોઈશું.

**ખ્લેસ્તાકોવ.** હા, હા, બેશક. હું સીધો પાછો આવીશ. વિદાય, મારાં પ્રેમ... અરે... અરેરે... શબ્દો દ્વારા વ્યક્ત કરી શકતો નથી! વિદાય, મારી પ્રિયે! (**તેનો હાથ ચૂમે છે.**)

**મેયર.** રસ્તા માટે આપને કશી વસ્તુની જરૂર પડશે? યોર એક્સલન્સી થોડાં પૈસાંની ખેંચમાં હતાં?

**ખ્લેસ્તાકોવ.** અરે ના, ના, શા માટે એ? (**ક્ષણભર વિચારીને**). ખેર, કદાચ, હા, થોડાઘણાં.

**મેયર.** આપને કેટલાંની જરૂર પડશે?

**ખ્લેસ્તાકોવ.** ખેર, જોઈ લઈશું, તમે મને બસ્સો ઉધાર આપો, એટલે કે મારો ભાવાર્થ છે ચારસો. હું તમારી ભૂલનો લાભ લેવા નથી ઈચ્છતો—તેથી આપણે ફરીથી એટલાં કહીશું જેથી પૂરાં આઠસો થઈ જાય.

**મેયર.** બેશક, બેશક, હમણાં જ! (**તે પાકીટમાંથી નોટો બહાર કાઢે છે**). વળી વધારામાં બધી તદ્દન નવી નકોર નોટો છે.

**ખ્લેસ્તાકોવ.** એ તો છે જ. (**પૈસા તપાસતાં**) એટલી સારી છે. એમ કહેવાય છે કે નવી નોટો નવું નસીબ લાવે છે, કેમ ખરું ને?

**મેયર.** ખરેખર, એમ કહેવાય તો છે.

**ખ્લેસ્તાકોવ.** ખેર, વિદાય, અન્તોન અન્તોનોવિચ! આપનાં આતિથ્ય બદલ ખૂબ ખૂબ આભાર. હું ચોક્કસપણે એ વાતનો સ્વીકાર કરું છું કે આ પહેલાં મને



કદાપિ ક્યાંય આવો સારો આવકાર નથી મળ્યો. વિદાય, આન્ના આન્દ્રેયેવ્ના! વિદાય, મારી પ્રિયે, મારીયા અન્તોનોવ્ના!

બધાં બહાર નીકળે છે.
પડદા પાછળ અવાજો સંભળાય છે.

**ખ્લેસ્તાકોવ.** વિદાય મારાં આત્માની દૂત, મારીયા અન્તોનોવ્ના.

**મેયર.** આ બધું શું કહી રહ્યાં છો તમે? ચોક્કસપણે તમે પોસ્ટ ઓફિસની ઘોડાગાડીમાં નથી જઈ રહ્યાં?

**ખ્લેસ્તાકોવ.** હા, હું હંમેશાં એવી રીતે પ્રવાસ કરું છું. સ્પ્રિંગોથી મને માથામાં દુ:ખાવો થાય છે.

**ગાડીવાન.** હોઆ!

**મેયર.** તો પછી, સીટ પર ઓછામાં ઓછું કંઈક પાથરવા હોવું જોઈએ. જો તમને વાંધો ન હોય તો હું ગાલીચો આપવાનો આદેશ આપું.

**ખ્લેસ્તાકોવ.** ના, ના, શા માટે? એની કશી જરૂર નથી. જોકે તેમ છતાં મારું માનવું છે કે તમે મને ગાલીચો આપી શકો છો.

**મેયર.** આવ્દોત્યા! ભંડાર કક્ષમાં જા અને સૌથી ઉત્તર ગાલીચો લઈ આવ, પેલો વાદળી રંગનો, પર્શિયન વાળો. અને જરા દોડીને જા!

**ગાડીવાન.** હોઆ!

**મેયર.** યોર એક્સલન્સી, ક્યારે અમે આપનાં આવવાની આશા રાખીએ?